શ્રી.

# ગહુંળી સંગ્રહ.

કર્તા

## યતિવર્ય મનસુખલાલજી નેમચંદજી.

છપાવી પ્રસિદ્ધ કરનાર
શ્વેતાંબર શ્રેયસ્કર વર્ગ તરફથી,
શા૦ લાલચંદ છગનલાલ.
ઠેકાણું ઠાણા જૈન મંદિર.


આવૃત્તિ ૨જી. પ્રત, ૨૦૦૦.

ધર્મ વિજય પ્રીન્ટીંગ પ્રેસ, પાયધુની નંબર ૫૭૨
મુંબઈમાં હરજીવન ભગવાને છાપ્યું.

સંવત ૧૯૬૮ સન ૧૯૧૨

શ્રી જૈન ધર્મ શિક્ષણ પુસ્તક બીજું તૈયાર છે. કોઈ સખી ગૃહસ્થની ઈચ્છા છપાવી મફત વહેંચી દેવાની હોય તો અમે આપવા તૈયાર છીએ.

શ્રી જૈન શ્વે. શ્રેયસ્કર વર્ગ ઓફીસ.
જૈન મંદિર થાણા.

# અર્પણ પત્રિકા.

---

## અખંડ સૌભાગ્યવંતા શ્રીમતી સમરથ બાઇ

## (તે શેઠ કંકુચંદ મુળચંદના ધર્મ પત્નિ)

## ના પવિત્ર કરકમલમાં.

આપનો જન્મ ભોયણી પાસેના એક ન્હાના ગામ નામે નંદીશાળામાં હોવા છતાં આપના માતુશ્રી પાર્વતીબાઇ અને આપના પીતાશ્રી મનસુખચંદ માણેકચંદની ધર્મ પ્રત્યેની શુભ લાગણી હોવાથી આપને બચપણથી સંપૂર્ણ રીતે ગુજરાતી ભાષાના જ્ઞાનથી વિભૂષિત કરી ધર્મચુસ્ત બનાવેલા છે જેના પ્રતાપે આપ લગભગ ૧૨ વર્ષથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના લાઇફ મેમ્બર છો, જૈન ધર્મ તરફની આપની દૃઢતા, અને પ્રેમ અનહદ હોઇ દિનપ્રતિદિન જૈન સાહિત્યમાં વધારો થવા ઇચ્છો છો જેથી આ લઘુ પુસ્તક ( ગહુંલી સંગ્રહ ) આપના પવિત્ર કરકમળમાં મુકતાં અમને ઘણો હર્ષ ઉત્પન્ન થાય છે. આપ પતિવ્રતા ધર્મપરાયણ હોઇ હર હમેશાં સ્ત્રી સમાજને સ્ત્રીઓના ધર્મમાં પ્રવર્તાવવા ઇચ્છો છો જેથી આ પુસ્તક સ્ત્રી સમાજને ઉપયોગી હોવાથી આપને અર્પણ કરવા આ મંડળે ઇચ્છા દર્શાવી તે આપે સ્વીકારી છે તેથી મંડળ આપનો આભાર માને છે.

શ્વેતાંબર શ્રેયસ્કર વર્ગ.

# વિજ્ઞપ્તિ.

જૈન ધર્મનાં પુસ્તકો છપાવી મુફત વહેંચી આપવાથી જ્ઞાનનો વધારો થાય છે. અને તે સાથે ધર્મના તત્વોનું સારૂં જ્ઞાન થાય છે. જેથી દરેક દાનેશ્વરી જૈન બંધુઓની ફરજ છે કે જ્ઞાનદાન માટે દ્રવ્યદાન આપવું એ સર્વોત્તમ પુન્યનો માર્ગ છે. હાલમાં શ્રી શ્વેતાંબર શ્રેયસ્કરવર્ગ નામનું મંડળ સ્થપાએલું છે જેના તરફથી અનેક પુસ્તકો મુફત વહેંચી આપવામાં આવે છે અને જેમ જેમ દાનેશ્વરી પુરૂષો તરફથી દ્રવ્યની મદદ મળતી જાય છે તેમ તેમ નવાં નવાં પુસ્તકો છપાવી મફત વહેંચવામાં આવે છે. આ ગહુંળી સંગ્રહ પુસ્તક દરેક બ્હેનોના ઉપયોગનું છે જેથી તેની આસાતના ન કરવી. આ પુસ્તક છપાવી વહેંચી આપવા માટે જેમ સૌભાગ્યવંતા બેન સમરથે મદદ આપી છે તેમ અન્ય બ્હેનો તરફથી પણ મદદ મળશે એવી આશા છે.

આ વર્ગ તરફથી ચતુર્વિધ સંઘમાંના અનાથોને સહાયતા આપવા ફંડ ખોલવામાં આવેલ છે જેથી તે ખાતામાં યથાશક્તી મદદ આપશો.

આ ખાતામાં કમમાં કમ એક દોઢીઆ સુધીની રકમ પણ સ્વીકારવામાં આવે છે.

શા૦ લાલચંદ છગનલાલ.

ઓનરરી સેક્રેટરી શ્રી શ્વેતાંબર શ્રેયસ્કર વર્ગ જૈન મંદીર–ઠાણા.

# ગહુંળી સંગ્રહ.

## પ્રતીપદાની ગહુંલી.

॥ સખી પડવે તે પંથે ચાલ્યારે. ॥

સખી પડવે તિથિ પહેલી જાણુારે, એકજૈન ધરમ મન આણુારે,
આજ ઉગ્યો લાખેણુા ભાણુ. ચાલો સખી વંદીએ ગુર રાયારે. ૧
નારિ કહે સુણો સ્વામિ આજરે, બેસતે માસ પુજો જીનરાજરે,
કરિ ધર્મ સારો આત્મ કાજ. ચાલો સખી વંદીયે ગુરૂ રાયારે. ૨
ગોરી ગહુળી કાઢે ગુરૂ આગેરે, કરિ વંદણાને પગે લાગેરે,
એમ વિનયથિ સીવસુખ માગે. ચાલો સખી વંદીયે ગુરૂ રાયારે. ૩
વૃત પહેલું પ્રણાતી પાતરે, ભાખ્યું નાણીએ તે સાક્ષાતરે,
જેમાં જીવ દયાનિ છે વાત. ચાલો સખી વંદીયે ગુરૂ રાયારે. ૪
શુદ્ધ સમકીત સાચું જાણુારે, તજો મીથ્યાત્વ રૂપીપોપાણુારે,
જ્ઞાનિવચને શંકા નહિ આણુા. ચાલોસખીવંદીયે ગુરૂ રાયારે. ૫
ભગવતિ ભગવતનિ જે વાંણીરે, તેતો અહમદનગરે વંચાણીરે,
તેને સાંભળેછે ભવી પ્રાણી. ચાલો સખી વંદીયે ગુરૂ રાયારે. ૬
બાલચંદ્ર સુરીશ્વર રાયારે, સેવે બાળમીત્ર તસ પાયારે,
મુનિ મનસુખે ગુરૂ ગુણુગાયા. ચાલો સખી વંદીયે ગુરૂ રાયારે. ૭

# બિજની ગહુંળી.

સિદ્ધની શોભા તે શી કહું. એ રાગ.

બિજ દિને બહૂ વિનયથી, વંદિજેં ગુરૂરાય,
ગુરૂજીને વાંદતાં બેનડિ, સરસે આતમ કાજ. બીજ. ૧
દુવિધ ધરમ જિનરાજનો, પાળિશું બિજને દિન,
સ્યાદવાદ કરિ ભાંખીયો એહ ધરમ રતન. બીજ. ૨
ચંદ્ર વિમાને બિરાજીયા, સાસ્વતા જીનવર જેહ,
બીજ દિને બેની વંદજો, જાણી ધરમ સનેહ. બીજ. ૩
અભિનંદન ચંદન જીનવરા, સીતલ અને અરનાથ,
બિજે જનમ્યા એ જીનવરા, તેહને વંદો સહુ સાથ. બીજ. ૪
દોય બંધન રાગ દ્વેષના, તજજો બીજને દિન,
તજતાં બંધન બેહુનાં, પામશો મોક્ષ રતન. બીજ. ૫
દોય ભેદ જીવ દાખીયા, સંસારી બીજા સિદ્ધ,
સંસારીછે બે ભેદના, ત્રસ સ્થાવર જાણી લીધ. બીજ. ૬
ગુણીયલ કંથ પ્રતે કહે, ગોરી જોડીને હાથ,
ગહુંળી કાઢું ગુરૂ આગળે, તેથી મળશે સીવ સાથ. બીજ. ૭
બાલચંદ્ર ગુરૂ રાજીયા, ગુણીયલ જ્ઞાન ભંડાર,
ભગવતી વાંચે ભાવે કરી, સાંભળે બહુ નરનાર. બીજ. ૮
અહમદનગરે આનંદસું, બાળમીત્ર બુધીવંત,
કિંકર મનસુખ ગાઇને, કરે કર્મનો અંત. બીજ. ૯

# ત્રીજની ગહુંળી.

સખી મેં તો કઉતક દીઠું. એ રાગ.

સખીરે મારી ત્રીભુવન પતિને, ત્રીજ દિને કરૂં વંદણાંરે.
સખીરે મારી અન્ય દેવોને, નહિ વંદણાં તો ન નિંદણાંરે.
સખીરે મારી ત્રીજને દિવસે, ત્રણ રત્ન[1] મનમાં ધરોરે.
સખીરે મારી રત્ન કહ્યાં તે, આપી જવાબ સંશય હરોરે.
સખીરે મારી પહેલું જે રત્ન, ચૌદરાજ લોક સીર જશેરે.
સખીરે મારી બિજું જે રત્ન, નીરખતાં કર્મ સહૂ ખસેરે.
સખીરે મારી ત્રીજે રત્ને, પંચમ પદ પદવિ લહેરે.
સખીરે મારી એ ત્રણ રત્નો, ઉપર તો હૂં મોહિ રહીરે.
સખીરે મારી ત્રણ જે માંકડાં,[2] ત્રીજ દિને કરો રાંકડાંરે.
સખીરે મારી એ કોણ માંકડાં, કહીને તોડો કર્મ આંકડારે.
સખીરે મારી પેહલું જે માંકડું, વેગમાં વિજળીથી ઘણુંરે.
સખીરે મારૂં ખીલેલું વન, સહુ તેને ત્રાસે બગડયુંરે.
સખીરે મારી બીજું જે માંકડું, ચાર ચોરને પેદા કરેરે.
સખીરે મારી એ ચોર આવી ઘર માહરૂં પ્રેંદયા કરેરે.
સખીરે મારી ત્રીજું તે કેવું પાપ પોતાને હાથે કરેરે.
સખીરે મારી રહી પછે અળગું, નરકનો રસ્તો સાથે કરેરે.

---

૧ ત્રણ રત્ન-જ્ઞાન, દર્શન, ચારિત્ર ૨ ત્રણ માકડાં-મન, વચન, કાયા.

સખીરે મારી કાળ જે ત્રણ,[1] શાસ્ત્ર માહે રૂડા દાખીયારે.
સખીરે મારી પેહલે કાળે, ભ્રમણ અનંતા ભાંખીયારે.
સખીરે મારી બીજો દેખું, આજ મારી પાસે ખડારે.
સખીરે મારી ત્રીજે પહોંચું, સીવ વધુ માંહેતો તેવડારે.
સખીરે મારી એમ અરથ સહુ, જાણી મનમાં ધારજોરે.
સખીરે મારી ત્રીજને દીવસે, તસકર કર્મ નીવારજોરે.
સખીરે મારી ભગવતિ સુત્રની, વાણી મનમાં ધારજોરે.
ગુરૂજી મારા બાલચંદ્ર સૂરી કિંકર મનસુખને તારજોરે.



## ચોથની ગહુંળી.

શેઠ સગાળસા સાધુને સેવે. એ રાગ.

ચોથે ચતુરાં તમે ચાલોરે, શુણવા જૈન ધર્મ જે વાલોરે ટેક.
ચાર કશાયને દુર કરોને, સાંભલો શ્રી સીદ્ધાંત,
ચાર ગતિ દુખ ચુરણ કરીને, કરશો ભવનો અંત. ચોથે ૧.
ચઊ જ્ઞાની ગુરૂવર જીહાં બેઠા, આનંદ દીયે ઉપદેશ,
સુણવાથી આનંદ મન થાશે, ટલશે ક્રોધ કલેશ. ચોથે ૨.
ચોથું વ્રત શુદ્ધ મનેથી પાળો, ભાળો તેના ભેદ,
એ વ્રત પાળીને મોક્ષમાં જાતાં, આડો નાવે વેધ. ચોથે ૩.

---

૧ ત્રણ કાળ--ભુત, વર્તમાન, ભવિષ્ય.

ચાર તીરથ જગમાં જે મોટાં, ભાવેથી વંદુ તેહ,
સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવીકા, એ ચારે ગુણગેહ. ચોથે ૪.
વી કથા ચારે ચોથને દિવસે, તજવી મારી બેન,
નીંદાવિ કથા વાતો કરતાં, કોઇને ન કેવું કેણ. ચોથે ૫.
ચોથ દિને ચતુરાં પાળજો, ચારે પ્રકારે ધર્મ,
દાન શીયળ તપ ભાવના ભાવતાં, છેટાં જાશે કર્મ. ચોથે ૬.
ચાર ગતી દુખ ચુરણ કરશે, મનસુખ ને બાલમીત્ર,
ચોથે દીને શુદ્ધ ધર્મને પાળી, આતમ કરશે પવીત્ર. ચોથે ૭.



# પાંચમની ગહુંળી.

સુંદરબાઈ ચાલ્યાં સાસરીએ. એ રાગ.

પાંચમદીન પ્રેમ ધરી બેની, સાંભળો વાણી ગુરૂવરની બેન.
પંચમહાવૃત છે જેને. ટેક.
પેહેલે વૃત જીવ દયા પાળે,
શુધ મનવચ કાયાયે કરી બેન. પંચમહા. ૧.
બીજે વૃત જુઠું નહી બોલે,
શુધ મનવચ કાયાયે કરી બેન. પંચમહા. ૨.
ત્રીજે વૃત ચોરીને ત્યાગે,
શુધ મનવચ કાયાયે કરી બેન. પંચમહા. ૩.

ચોથે વૃતે ચતુરાંને ત્યાગે,
શુધ્ધ મનવચ કાયાયે કરી બેન. પંચમહા. ૪.
પાંચમે વૃત પરીગૃહને ત્યાગે,
શુધ્ધ મનવચ કાયાયે કરી બેન. પંચમહા. ૫.
પાંચમે પંચમહાવૃત ધારીને,
નમો મનવચ કાયાયે કરી બેન. પંચમહા. ૬.
પાંચમે પાંચ ઈંદ્રી વશ કરજો,
શુધ્ધ મનવચ કાયાયે કરી બેન. પંચમહા. ૭.
પાંચમ દીન પાંચ જ્ઞાન ધ્યાવો,
શુધ્ધ મનવચ કાયાયે કરી બેન. પંચમહા. ૮.
પાંચમ દીન પ્રમાદને તજજો,
શુધ્ધ મનવચ કાયાયે કરી બેન. પંચમહા. ૯.
પાંચમ દીન પ્રભુજીને ભજજો,
શુધ્ધ મનવચ કાયાયે કરી બેન. પંચમહા. ૧૦.
પાંચમે બાળમીત્ર કહે ગહુંળી,
શુધ્ધ મનવચ કાયાયે કરી બેન. પંચમહા. ૧૧.

# છઠની ગહુંળી.

વાલા તમારી જોઈને રહીછું વાટરે વાલાજી. એ રાગ.

છઠને દિવસે છકાય જીવને પાળોરે સાહેલી,
પ્રથવી અપ તેઊ વાયુ ને સંભાલો મારી સાહેલી. ૧.
વનસ્પતીને ત્રશકાય જીવને ભાળોરે સાહેલી,
એ છ કાયને સંભાળી ધર્મને ન્યાળો મારી સાહેલી. ૨.
છઠને દિવસે છલેશ સંભાળોરે સાહેલી,
નીલ કૃશ્ન કાપોતને દુરે ટાળો મારી સાહેલી. ૩.
છ કાયના પીયર એવા ગુરૂ વંદોરે સાહેલી,
વંદીને છણછણતા કર્મને નીંદો મારી સાહેલી. ૪.
છઠો જીનવર પદ્મજીનંદજી વહાલોરે સાહેલી,
છઠે સહુ સખી જૈને પ્રભુને નીહાળો મારી સાહેલી ૫.
છ ખંડ શાધ્યા તોપણ ભાવને ભાવેરે સાહેલી,
તો ભરતજી શુભ ભાવેથી મોક્ષને ધ્યાવે મારી સાહેલી. ૬
તેમ છઠને દીન સખી સહુ ધર્મને ધારોરે સાહેલી,
મનસુખ કહે તો મોક્ષનો આવશે વારો મારી સાહેલી. ૭.

—⇻✦✦⇺—

# સાતમની ગહુંળી.

અલબેલી અંબે માત જોવાને જૈએ—એ રાગ.

બેની સાતમને દીન આજ વ્યસનો સાત તજો,
સાત નરકનું જાશે દુ:ખ જો ભગવાન ભજો;
દ્યુત વ્યસન પેહલું તે તજવું બીજું માંસનું જાણરે,
ત્રીજે વ્યસને મદીરા તજવો સખી મારી ચતુર સુજાણ. સાતે ૧
ચોથે વ્યસને વેશ્યા કેરો સંગ ન કરવો બેનીરે,
પાચમું વ્યસન પાપનું ભાંખ્યું તે તું સખી તજીદેની. સાતે ૨
ચોરી કરવી તેપણ છઠું વ્યસન કહેછે લોકરે,
પરદારાનો સંગ કરે તેનો જનમ જાય સહુ ફોક. સાતે ૩
સાતે વ્યસનો નરનારીને સાતમને દીન તજવાંરે,
વ્યસન બ્યાવી સહુ દુર કરીને સુપાર્શ્વજીનને ભજવા. સાતે ૪
સાતમે સહુ સખીઓ સાહેલી શાંત થઈને ચાલોરે,
ગીરૂઆ ગુરૂજીને વંદન કરીને સાતે નરકને ટાળો. સાતે ૫
નાય ભવોભવ સાતે ભયજે દુષ્ટ કહ્યા દુખદાઇરે,
સાંભળી ધરમને મનમાં ધરતાં એ જુદા થૈ જાયે. સાતે ૬
સાતમને દીન બાળમીત્ર પણ સાત વ્યસનને ત્યાગેરે,
મનસુખ પણ એસાથ મલીને મોક્ષવધુને માગે. સાતે ૭

—✠✠✠—

# આઠમની ગહુંળી.

રાજુલના મહીનાનો રાગ.

આઠમને દીન આવ સખી તું શાણીરે,
નાણી ગુરૂજીની આજ મીઠી વાણીરે;
સુણવા કાજે બહુ મળ્યાં ત્યાં પ્રાણીરે,
ધારીલે ધરમને આજ રૂડા જાણીરે. ૧.

આઠ કરમ કહે દુષ્ટ જગમાં જ્ઞાનીરે,
કરમોની વાતો નથી રાખી કાંય છાનીરે;
જ્ઞાના વરણી જ્ઞાનની કરે હાનીરે,
દરશના વરણી દરશનમાં રહે છાનીરે. ૨.

વેદની ત્રીજું કર્મ જે દુખદાઇરે,
તે વેદના સહતાં દુખ થાય બહુ બાઇરે;
માટે કોઇને વેદના નાપો કદાઇરે,
તો ટલશે કર્મને થાશે સદા સુખદાઇરે. ૩.

મોહની ચોથું કર્મ જ્ઞાની ભાંખેરે,
તે મોહમાયાનું મોહન મંત્રજ નાંખેરે;
પીતા પુત્રને માત કોઇ નહીં રાખેરે,
જે જાણે તેતો મોહને દુરે નાખેરે. ૪.

આયુષ ત્રીજે ભાગે ભવિજન બાંધેરે,
તે કારણ બારેતીથીને ભવી આરાધેરે;
છઠા આયુષ કર્મને તું શાધેરે,
તો પાર્શ્વ પ્રભુ સંગ નામ તારૂં વાધેરે. ૫.
મરીયચને ભવ રહી ગોત્રનો મદ કરેરે,
તો મહાવીર કેરો જીવ ભવ ભ્રમણા ફરેરે,
અંતરાયથી અંતરાય દુઃખ બહુ ધરેરે,
નહીં આશા પુરણ થાય અંતરાયથી મરેરે. ૬.
આઠમે આઠે કર્મ દુરે કરજોરે,
બાળમીત્ર કહે બેની શીવને વરજોરે;
મનસુખની પણ વીનંતી ચીત્તમાં ધરજોરે,
મારા આઠમે આઠે કર્મ દુરે કરજોરે. ૭.



# નોમની ગહુંળી.

ઓધવજીના મહીનાનો રાગ.

નરનારી સહુ નોમને દિવસે ધારજો,
નવપદ રૂડા જે ભાંખે ભગવાન જો,
એ નવપદનું ધારણ કરતાં બેનડી,
જાયે શ્રાવક સુણવાને વ્યાખ્યાન જો. નોમને ૧

નોમને દિવસે નાથ નગીના સાંભળો,
મારી ગરીબ દાસીની અરદાશ જો,
ગુરૂવર જ્ઞાન તણો ઉપદેશ કરે જ્યાં,
ત્યાં ચાલો તમે નેહ નગીના નાથજો. નોમને ૨.
અરીહંત સિદ્ધ આચારજ ત્રીજા જાણવા,
ચોથે પાઠક પાંચમે મહામુનિરાજ જો,
જ્ઞાન દરશન તપ ચારીત્રાદીક જે કહયાં,
સરવે મળીને નવપદ નમશું નાથજો. નોમને ૩.
એ નવપદની સાથે નવે તત્વ ધારવા,
જીવ અજીવ અને પાપ પુન્યતણા ભેદ જો,
આશ્રવ સંવર નીરજરા નજરમાં રાખવા,
બંધ ને મોક્ષનાં ગુરૂજી કરેછે વખાણજો. નોમને ૪.
એ નવપદ અને તત્વ નવે જે જાણશે,
તે તો લેશે શીવપુરી કેરૂં ધામજો,
આપણે પણ હે નાથ તીહાં જઈ સાંભલી,
કરશું રૂડાં ધર્મ તણાં બહુ કામજો. નોમને ૫.
નોમે નારી પ્યારી સખીઓને કહે,
કરજો ધર્મ સહુ સહુના શ્યામ સંઘાતજો,
તો તો નવ પદ નાથ અધીષ્ટાયક દેવતા,
સરવે કામમાં રેહશે તમારી સાથજો. નોમને ૬.

નોમે ના નહીં કહેવી મારી બેનડી,
દાન દેજો સુપાત્રની જોઇ જાતજો,
બાળમીત્રનો મનસુખ કહે બાઇ સાંભળો,
નોમે પ્રભુજી ભજજો સુવિધી નાથજો. નોમને ૭



# દસમની ગહુંળી.

નાથકેસે ગજકો બંધ છોડાયો—એ રાગ.

દશમ દીન પાર્શ્વ પ્રભુ વિતરાગી,
પુજો ભવી મોહ નિદ્રાને ત્યાગી. દશમ.
મહાવદી દશમે પ્રભુ જનમ્યા, વણારશીમાં વડભાગી,
કમઠનું માન મોડી કરી પ્રભુએ, સંસાર દીધો ત્યાગી. દ. ૧
દશે દિશાઓ ઉજવળ ખીલી, ઝગમગ જ્યોત તીહાં જાગી,
દીગ કુમારિકા છપન આવી, પાયે માતાજીને લાગી. દ. ૨
તે દશમી દીન આજે ઉઠી, પાતકાલમાં જાગી,
જૈ ગુરૂ પાસે ધર્મ સુણીને, શીવ સખીને લેશું માગી. દ. ૩
દશમે દશ જણી ભેલી થઇને, મોહને દેશું ત્યાગી,
ગરબી લઇ ગુણજીનના ગાઇ, રાત્રે રેહેશું જાગી. દ. ૪
એમ દશમે પ્રભુ પાર્શ્વ ભજીને, દુઃખ દોહગ દેશું ત્યાગી,
બાળમીત્રનો મનસુખ કહે બાઇ, મોક્ષને લેજો માગી. દ. ૫



# એકાદસીની ગહુંળી.

## રાગ સાહેલીનો.

એકાદસી દીન અતી આનંદનો આજેરે સાહેલી,
ગુરૂ પાસે જૈ વાંદે સર્વ સમાજ મારી સાહેલી. ૧
અમે તમે પણ ત્યાં જૈ ગુરૂજીને નમીયેરે સાહેલી,
સુણી વ્યાખ્યાન રસાળ કે પાપને દમીયે મારી સાહેલી. ૨
જનમ દિક્ષા ને કેવળ ત્રણ કલ્યાણક રે સાહેલી,
માગશર સુદ એકાદસે મલ્લીના જાણ મારી સાહેલી. ૩
રીષભ અજીત સુમતી ને નમી જીનરાયારે સાહેલી,
તે ચારે જીન તે દીને કેવળ પાયા મારી સાહેલી. ૪
અરજીન પાર્શ્વ ને માહાવીર લીયે દીક્ષારે સાહેલી,
પદ્મજીનેશ્વર તે દીન ગ્રહે સિવ શીક્ષા મારી સાહેલી. ૫
દસ ક્ષેત્રે ત્રીહુંકાળ કલ્યાણક ત્રણ સતરે સાહેલી,
એકાદશી કરતાં ભવી થાશે તદવત મારી સાહેલી. ૬
એકાદશા ગણધર પ્રભુજીના પસાયેરે સાહેલી,
અહમદનગરે મુનિ મનસુખ ગુણ ગાયે મારી સાહેલી. ૭

—✶✦✦✶—

# બારસની ગહુંળી.

સુણો સાહેલી–એ રાગ.

બારસે બહુ વીધ તપ કરજો, વૃત બાર શુદ્ધ મને ઉચરજો,
શુદ્ધ સમકીતને તમે મન ધરજો. બારસે. ૧
બારઉપાંગ તમે સાંભળજો, તેના અર્થ રૂડા મનમાં ધરજો,
ગણધર વીરચીત ઉપાંગ સુણજો. બારસે. ૨
બાર ભાવના મનમાં ભાવો, લ્યો મનુષ્ય જનમનો બહૂ લાવો,
બારસે વાસુપુજ્ય મનમાં ધ્યાવો. બારસે. ૩
ખટ બાઝ્યને ખટ અંતરજાણો, છે બારે ભેદ સંકા નાણો,
ધન્ના મુનિનો તપ તેમ જાણો. બારસે. ૪
સુરી બાળચંદ્રજીના સાહ્યથકી, બાળકો બાળમીત્ર કહેજ નકી,
તપ કરતાં કર્મ જશે અટકી. બારસે. ૫

+——✠——+

# તેરસની ગહુંળી.

( ઠાલી ઠીકરીરે–એ રાગ. )

તેરસને દીનેરે ત્રોડો કાઠીયા તેર,
ધર્મના કામમાંરે બાધ મારી વાળે છે એ વેર.
પેહલો કાઠીયોરે આળસ લાવે અપાર,

બીજો મોહનેરે ઉપજાવે પારાવાર. તેરસ. ૧
ત્રીજો કાઠીયોરે કહે અજ્ઞાન લોક,
જ્ઞાન હીન થાતાંરે કેમ મલે સીવ સોક્ય. તેરસ. ૨
અહંકારમાંરે ચોથો કરે ઉતપાત,
પાંચમો ક્રોધછેરે તે તો કરાવે બહુ ઘાત. તેરસ. ૩
છઠે ત્યાગજોરે પ્રમાદને મારી બેન,
કરતાં પ્રમાદનેરે તેતો થાયે દુખ દેણ. તેરસ ૪
કૃપણજે સાતમોરે સખી તજી દેજો આજ,
ખરચી દ્રવ્યનેરે સુકૃત કરવા નહિ દે કાજ. તેરસ. ૫
ભયછે આઠમોરે અરતી નવમો તું જાણ,
અજ્ઞાન થઈ કરીરે દશમે તજાવેછે પ્રાણ. તેરસ. ૬
હાસ્ય કરાવવુંરે એકાદસમાનું કામ,
કુતુહળ કારમાંરે બારમો દેખાડે તમામ. તેરસ. ૭
મળને વધારવારે તેરમો દુષ્ટ પ્રધાન,
તેરે ત્યાગજોરે બેની રાખી ધરમનું ધ્યાન. તેરસ. ૮
તેરને દુર કરીરે ચઉદમું ગુણ સ્થાનક ધાર,
મનસુખ એમ કહેરે તોતો મળશે સીવ સખી સાર. તેરસ. ૯

---

# ચૌદશની ગહુંળી.

## સુણજો સજનીજીરે–એ રાગ.

ચૌદશને દીન ચોખે ચીતે જૈન ધરમ જગપાળોરે,
એ તીથીએ બેની ધર્મ કરીને જન્મ જરા દુખ ટાળોરે,
ચૌદશને દીન ચાલોજીરે. ટેક. ૧
સર્વ તીથીમાં એ તીથી મોટી દાખીછે ભગવંતેરે,
પ્રીય સખી એ દીન પોશહુકરીને કરવો કરમનો અંતરે. ચૌ. ૨
તે દીન અષ્ટ પોહુરી પોષ કરી પોષધ શાળામાં રહેવુંરે,
ક્રોધ કશાયને દુર કરીને કુવચન કોઇને ન કહેવુંરે. ચૌ. ૩
સચીત તણો પરીહાર કરીને કાંઇ પણ વૃત આદરવું રે.
ગુરૂ મુખ શુદ્ધ પચખાણ કરીને ભવદુખ દુરે કરવુંરે. ચૌ. ૪
ક્ષેપક શ્રેણી ચડવા કાજે ગુણ સ્થાનચઉદમો મોટોરે,
જો એ ગુણસ્થાન ઉદય થાયતો પછે રહે શું ત્રોટોરે. ચૌ. ૫
કઈક જીવ એ શ્રેણીપે ચડીને સીવનગરીમાં બેઠારે,
સિદ્ધની સાથે ભળવા કાજે સિદ્ધ સલામાં જૈ પેઠારે. ચૌ. ૬
એ તીથીએ કઈક જીવ તરીયા તેમ આપણ સખી તરસુંરે,
ચૌદશને દીન ધર્મ કરીને સીવ સખી શાણી વરશુંરે. ચૌ. ૭
ચતુરવીધ સંઘને ચૌઉદશ દીન પ્રેમ ધરી પાય લાગોરે,
પ્રમાદ નીદ્રા ચઉદશે ત્યાગી મોહ નીદ્રામાંથી જાગોરે. ચૌ. ૮

ચૌદશે ચારે ચોરને બાંધે બાળમીત્ર બુદ્ધીવંતારે,
મનસુખ કહે ચૌદશ દીન નમજો ગુરૂવર ગુણીયલ સંતારે. ચૌ. ૯



# પુનમની ગહુંળી.

મારા સામી બોલોને બાળા—એ રાગ.

પુનમ દીન સહીયરો સહુચાલો, નમવાચઊ જ્ઞાનીગુરૂ વાલો ટેક
પુનમ દીન પુર્ણ સુત્ર સુણજો, નવકારવાલી શુદ્ધ મને ગણજો,
જ્ઞાની ગુરૂ પાસે જઇ ભણજો. પુનમ. ૧
પુનમે પાપ કર્મ દુરે કરજો, પાપ દુરે કરી ભવજલ તરજો,
પુનમે સીવ સખીને જઈ મળજો. પુનમ. ૨
પુનમે પુર્ણ જીવ દયા પાળો, પ્રતીક્રમણ કરી પાપને ટાળો,
બાંધો મોક્ષરૂપી તમે માળો. પુનમ. ૩
પુનમે પરસ્ત્રીથી દુર રેજો, કામ ક્રુરને દુર પરહરજો,
ચોથું વૃત તે દીને આદરજો. પુનમ. ૪
પુનમે દીન પુર્ણ ચંદ્ર કેવો, ઉગ્યો સખી કેવો જોયા જેવો,
ઉજવળ કરો આત્મા તમે એવો. પુનમ. ૫
પુનમે દીન જાત્રા કરે બેની, સીધાચળ ગીરનાર ભોયણીની,
ભાવઠ તેની જાય ભવોભવની. પુનમ. ૬
પુનમે પ્રેમ રાખી ધરમ કરશે, બાળમીત્ર કહેછે તે ભવ તરશે,
મનસુખ કહે મોક્ષને તે વરશે. પુનમ. ૭

# અમાવાસ્યાની ગહુંળી.

સુણ ચતુરસુજાણ—એ રાગ.

સુણ સાહેલી દીવાળી દીન અતી આનંદનો આજછે,
દીવાળી દીન દીવા કેવા, ઝગમગ ઝગમગ જોયા જેવા,
તે દીન પ્રભુજીની કરો સેવા. સુણ. ૧
અમાવાસ્યા દીન અતી રૂડો, તજયોમાહાવીરેમોહનો મધપુડો,
સંસાર જાણ્યો જેણે કુડો. સુણ. ૨
અમાવાસ્યાયે માસ થયો પુરો, તેથી કર્મ ક્રુર કાડો દુરો,
અમાવાસ્યાયે આત્મ કરો સુરો. સુણ. ૩
અમાવાસ્યાયે અહંકાર કાડો, મોહમાયાનો તજજો વાડો,
એ દુષ્ટોને ઝાડી કાડો. સુણ. ૪
અમાવાસ્યાયે મન આનંદ રાખી, દુષ્ટ નીંધા દુરે ધો નાખી,
તો સીવનું સુખ લેશો ચાખી. સુણ. ૫
અમાવાસ્યાયે અરીહંતને ભજજો, કંકાસાદીક કર્મને તજજો,
ચોવીસમા જીનજીને ભજજો. સુણ. ૬
દીવાળીયે દીલ રાજી રાખી, બાલમીત્ર દીયે કર્મને નાખી,
સીવસુખનો મનસુખ અભિલાષી સુણ. ૭

—⊁ ⁂ ⊀—

# ગહુંળી પહેલા વખાણુની.

(સખી પડવે તે પંથે ચાલ્યારે) એ રાગ.

સખી આજ આનંદ વધાકરે, આવ્યાં પર્વ પજુષણ પુણ્યાકરે,
માસ ભાદ્રવે મન ઉલસાઈ, ચાલો બેની સાંભળો વીર વાણીરે.
સજી સોળ સણગારના સાજરે, ગુણવંતી ગોરી ધરી લાજરે,
એક એકને મળી કહે આજ. ચાલો બેની. ૨
કહે સાસૂને વહુ વારીવારીરે, રજા આપો બાઇજી મારીરે,
જીન વાણી સાંભળું મનધારી. ચાલો બેની. ૩
કહી પ્રથમ વખાણે વાણીરે, વીરે ભાંખી તે અમીય સમાણીરે,
દસ કલ્પ તણી ગુણ ખાણી. ચાલો બેની. ૪
કરો અઠ્ઠમ તપ તુમે પ્રાણીરે, એમ ભાંખી ગયા કેઇ નાણીરે,
નાગ કેતુની કથા વખાણી. ચાલો બેની. ૫
ભાદ્રપદ અમાવાસ્યા આજરે, પહેલું વ્યાખ્યાન સુણો સમાજરે,
બાળમિત્રનાં સારજો કાજ. ચાલો બેની. ૬
સુરી નરપતીચંદ્રનો દાસરે, રહે અહમદનગરે ઉલ્હાસરે,
મનસુખની પુરો પ્રભુ આસ. ચાલો બેની. ૭

—※※—

# ગહુંળી બીજા વખાણની.

( બેની નરભવ પામી પુન્ય ક્રઉારે. )

બેની દ્વિતિય વ્યાખ્યાન હવે ગુરૂ કહેરે,
સજની સુણો એક ચિત્ત ધરી ખંતરે,
ગુણવંતા ગુરૂને વાંદિયેરે. ટેક. ૧
બેની રત્ન ચિંતામણી સમો મળ્યોરે,
સજની મનુષ્ય જનમ ગુણ ગેહરે. ગુણવંતા.
બેની દ્વિતિય વ્યાખ્યાન હવે ગુરૂ કહેરે,
સજની દસ અછેરાની વાતરે. ગુણવંતા ગુરૂ. ૨
બેની વીરને કેવળ પ્રાપ્ત થયા પછીરે,
સજની ગોષાળે કર્યા ઉપસર્ગરે. ગુણવંતા.
બેની સ્ત્રી ગોત્રે મલ્લીજીન આવીયારે,
સજની ગર્ભ હરણનું ત્રિજું જાણરે. ગુણવંતા ગુરૂ. ૩
બેની ચોથે જીન દેશના ખાલી ગઇરે,
સજની પાંચમું દ્રૌપદીનું જાણરે. ગુણવંતા.
બેની છઠે યુગલીયા નર્કે ગયારે,
સજની સાતમું ચમરેંદ્રનું જાણરે ગુણવંતા ગુરૂ. ૪
બેની એક સમે એકસો આઠ સિદ્ધિયારે,
સજની આઠમું આશ્ચર્ય જાણરે. ગુણવંતા.

એની રવી શષી મુળ વૈમાનથીરે,
સજની પ્રભુને વંદન ગયા તેહરે. ગુણવંતા ગુરૂ. ૫
એની અસંયતી યતીપરે પુજિયારે,
સજની દસમું અછેરૂં એ જાણરે. ગુણવંતા.
એની એમ વ્યાખ્યાન બીજું વર્ણવ્યુંરે,
સજની બાળમિત્ર કહે મન ખંતરે. ગુણવંતા ગુરૂ. ૬
એની દક્ષિણ દેશમાં શોભતુંરે,
સજની અહમદનગર સુવાસરે. ગુણવંતા.
એની સૂરીશ્વર નરપતીચંદ્રનોરે,
સજની મનસુખ કહે મન ઉલ્હાસરે. ગુણવંતા ગુરૂ. ૭



# ગહુંળી ત્રીજા વખાણની.

## મુનીવર સંજમમાં રમતા—એ રાહ.

ત્રિજું વ્યાખ્યાન સુણો ભાવે, ગુરૂજી મધુરી વાણી ગાવે,
ભવિજનના મનમાં ભાવે. ત્રિજું વ્યાખ્યાન. ૧
ત્રિજા વ્યાખ્યાનમાં શું આવે, સુણો ભવી એક ચિત્તે ભાવે,
ચૌદ સૂપનના ગુણ ગાવે. ત્રિજું વ્યાખ્યાન. ૨
પેહલે ગજ બીજે વૃષભ આવે, ત્રિજે સિંહ ચોથે લક્ષમી ભાવે,
પાંચમે પુષ્પની માળ સોહાવે. ત્રિજું વ્યાખ્યાન. ૩

છઠે શશી દેખી સુખ થાવે, સાતમે દિનકર અતિ સોહાવે,
આઠમે ઈંદ્રધ્વજા લહકાવે. ત્રિજું વ્યાખ્યાન. ૪
નવમે કળશ આંગણે ઠાવે, પદ્મસરોવર દસમે આવે,
અગીયારમે સમુદ્ર સોહાવે. ત્રિજું વ્યાખ્યાન. ૫
બારમે દેવ વૈમાન મનભાવે, તેરમે રત્નરેડ ત્યાં સોહાવે,
ચૌદમે અગ્નિ શીખા ઝળકાવે. ત્રિજું વ્યાખ્યાન. ૬
દેખી સ્વપ્ન માતા મન ભાવે, સિદ્ધારથ રાય પાસે જાવે,
રાજા સ્વપ્ન પાઠક તેડાવે. ત્રિજું વ્યાખ્યાન. ૭
તિથી આજ એકમ સોહાવે, બાળમિત્ર પ્રભુના ગુણ ગાવે,
મુની મનસુખને એ મન ભાવે. ત્રિજું વ્યાખ્યાન. ૮



# ગહુંળી ચોથા વખાણની.

ગોરમાં ગણપત લાગું પાયકે-એ રાહ.

બેની ચાલો મળી સૌ સાથકે, આજ આનંદ ઘણોરે લોલ,
ગાઇયે ગોરી મળી સૌ ગીતકે, જન્મ વધામણાંરે લો. બે. ૧
બેની ચોથે વખાણે ગાયકે, જન્મ પ્રભુ તણોરે લોલ,
તેથી મુજ મન બહુ ઉલસાયકે, આનંદઅતિ ઘણોરે લો. બે. ૨
ક્ષત્રી કુંડનયરની માંયકે, દિનકર આજનોરે લોલ,

ઉગ્યો સોનાનો રવિ આજકે, કહે સહુ સાજનોરે લોલ. એ. ૩
પેહરૂં કુંડલ કાનની માહકે, ઈંદ્રાણી તણારે લોલ,
તે પણ ડાળા પુર્યારાયકે, ત્રીસલા રાણીનારે લોલ. એ. ૪
રૂડા ચૈત્ર ત્રયોદશી દિનકે, શુકલ પક્ષ કહ્યોરે લોલ,
મધ્ય નિશાયે શુભ ગ્રહ યોગકે, જગપતિ જનમ્યારે લો. એ. ૫
મંગળ કેતુ શની રવિ બુધકે, રાહુ જે કહુંરે લોલ,
ગુરૂ આદિક મળી ગ્રહ સાતકે, કેંદ્ર ભૂવને લહુંરે લો. એ. ૬
આવે પંચમ ભવને શુક્રકે, નવમે શશી કહયોરે લોલ,
એની જન્મ લગનછે કુંભકે, જોતિષથીં લહયોરે લોલ. એ. ૭
એની ચોથે વખાણે જન્મકે, શાસ્ત્રમાં દાખીયોરે લોલ,
નરપતિચંદ્રતણે સુપસાયકે, બાળ મિત્રે કહયોરે લોલ. એ. ૮



# ગહુંળી પાંચમા વખાણની.

આદર જીવ ક્ષમા ગુણ આદર—એ રાહ.

ચાલોરે બેની ચાલો જૈયે, પાંચમું વ્યાખ્યાન સુણવારે,
વિર પ્રભૂના જન્મોત્સવની, કથા કહી સહુ તેમાંરે ચા. ૧
છપ્પન દિગ કુમરી તિહાં આવે, પ્રભુને નવણ કરાવેરે,
ચોસઠ ઇંદ્રમળી જિનજિનો, જન્મ ઓચ્છવ કરે ભાવેરે ચા. ૨

રાય સિદ્ધારથ ત્રિસલારાણી, મનમાં હરખ ન માવેરે,
અતિ આડંબરે જન્મોચ્છવકરી, જ્ઞાતિજનને જમાવેરે. ચા. ૩
વર્ધમાન કુંવર કહી માતા, બાળ પ્રભુને બોલાવેરે,
રાય સિધારથ મન એમ જાણે, મુજકુળતનુજસોભાવેરે. ચા. ૪
અષ્ટ વરષના પ્રભુ જવ થાવે, ભણવા નીસાળે જાવેરે,
આસન ચળતાં ઇંદ્ર ત્યાં આવી, પંડિતને સમજાવેરે. ચા. ૫
ત્રણ ભુવનના નાથ એ પ્રભુજી, શું તૂં તેને ભણાવેરે,
પંડયે રૂપ પ્રભુનુ જાણી, વિરને શીશ નમાવેરે. ચા. ૬
આમલી પિપળી ક્રિડા કરતાં, દેવ પ્રભુને ડરાવેરે,
પાતાળે સુરને ચાંપીને, મહાવીર નામ ધરાવેરે. ચા. ૭
યોવન વયે ભોગ કર્મ ઉદયથી, પરણ્યા યશોદા નારીરે,
પ્રિયદર્શનાદુહિતાએકપ્રભુને, જમાઈજમાલીસુખકારીરે. ચા. ૮
અનુભવતાં સંસારના સુખમાં, કાંઈ ન દીઠા સારરે,
તવ માગશર વદ દસમી દિવસે, લિધો સંજમ ભારરે. ચા. ૯
પાંચમે વ્યાખ્યાન પ્રેમ ધરી ગુરૂ, એમ સારાંશ કહાવેરે,
અહમદનગરે ભવિજન સુણજો, બાળમિત્ર ગુણ ગાવેરે. ચા. ૧૦
એણવિધ ગુણ ગાવે પ્રભુજીના, નરપતી ચંદ્રનો દાસરે,
નેમીચંદ શિષ્યકિંકર પ્રભુનો, મનસુખમનઉલ્હાસરે. ચા. ૧૧

# ગહુંળી છઠ્ઠા વખાણની.

દેશ મનોહર માળવો.

છઠે વખાણે ગુરૂ કહે, સાંભળજો ભવીલોક લલના. ટેક.
ચારિત્ર ગ્રહણ કરયા પછી, વિરને ઉપસર્ગ થાય લલના,
ગોવાળીકના ત્રાસથી, ઇંદ્ર છોડાવે ત્યાંય લલના. છ. ૧
મરણ ઉપસર્ગ વારવા, સિધ્ધારથ રાખી ત્યાંય લલના,
ત્રિજગપતિને કરી વંદનાં, સુરપતી સ્થાનક જાય લલના. છ. ૨
તાત મિત્ર તાપસ ઘરે, ચોમાસું રહ્યા ત્યાંય લલના,
તાપસની અપ્રીતિથી, અર્ધ ચોમાસે જાય લલના. છ. ૩
સુર પ્રાણી સુરબોધીને, ઉપસર્ગ સહ્યા અત્યંત લલના,
ચંડ કોશી પ્રતી બોધીયો, મનમાં રાખી ખંત લલના. છ. ૪
સંગમે સુરે પણ અતિકરયા, ઉપસર્ગ વીસ મહંત લલના,
ગોવાળે પૂર્વ વૈરે કરી, કર્ણમાં ખીલા ઠોકંત લલના. છ. ૫
બાર વરસ ખટ માસના, ઉપસર્ગ સહ્યા અત્યંત લલના,
વૈશાખ વદ દશમી દીને, કેવળ પામ્યા મહંત લલના. છ. ૬
અગિઆર ગણધર સ્થાપીને, મુની સ્થાપ્યા ચૌદ હુજાર લલના,
સહસ્ર છત્રીસ કહું સાધવી, પ્રભુજીનો પરીવાર લલના. છ. ૭
શ્રાવક લક્ષ ઉપર કહું, ઓગણસાઠ હજાર લલના,
ત્રણ લક્ષ પૂરણ કહું, શ્રાવીકાનો પરીવાર લલના. છ. ૮

એમ ચતુર્વિધ સંઘની, સ્થાપના કરી ધરી પ્યાર લલના,
અમાવાસ્યાકારતકી દીને, વરયા શિવવધુ નાર લલના. છ. ૯
વીર સંબંધ પુરો થયો, છઠ્ઠા વખાણની માંય લલના,
સુરીશ્વર નરપતીચંદ્રનો, કિંકર મનસુખ ગાય લલના. છ. ૧૦
અહુમદનગરે આનંદમાં, બાળમીત્ર બુદ્ધિવંત લલના,
વીર સ્તવના કરતાં થકા, કરે કર્મનો અંત લલના. છ. ૧૧



## ગહુંળી સાતમા વખાણની.

મનડું મોહ્યુંરે મન મોહનજી. એ રાહ.

સાતમું વ્યાખ્યાન સાંભળોરે ભવી સુખકારી,
સુણતાં પાતક જાય, વિરની વાણીરે ભવી સુખકારી. ટેક.
પોષ દશમી દિન જન્મિયા, ભ. વણારસી મોઝાર. વિ.
અશ્વસેન તાત દીપતા, ભ. વામા માત મલાર. વિ. ૧
માન મોડી તાપસ તણું, ભ. જવળીત નિકાળીયો નાગ. વિ.
નવકાર આપી નાગને, ભ. દીધો સુર અવતાર. વિ. ૨
રાજપાટ સુખ ભોગવી, ભ. લોકાંતિક ઉપદેશ. વિ.
કૃષ્ણ એકાદશી પોષની, ભ. લીધો સંજમ ભાર વિ. ૩
તાપસ ત્યાંથી ચવી થયો, ભ. દેવ તે મેઘ કુમાર. વિ.
ઉપસર્ગ પ્રભુજીને કરે, ભ. ધરણેંદ્ર નિવારે તે વાર. વિ. ૪

ચૈત્ર વદિ ચોથને દિને, ભ. ઉપનું કેવળ નાણ. વિ.
શ્રાવણ શુદી અષ્ટમી દિને, ભ. પાર્શ્વજીનો નિર્વાણ. વિ. ૫
શ્રાવણ શુદી દિન પંચમી, ભ. જન્મ્યા નેમ કુમાર. વિ.
સમુદ્ર વિજય રાયતાતજી, ભ. જનની શિવાદેવી સાર. વિ. ૬
બાળ બ્રહ્મચારી થયા, ભ. સંસાર જાણી અસાર. વિ.
પશુ દયાથી પરહરી, ભ. જેણે રાજુલ નાર. વિ. ૭
શ્રાવણ શુદી અષ્ટમી દિને, ભ. ગ્રહયું ચારિત્ર સુસાર. વિ.
અમાવાસ્યા આશો દિને, ભ. કેવળ ઉપનું અપાર. વિ. ૮
શુક્લ અષ્ટમી શ્રાવણ દિને, ભ. પોહતાં મોક્ષ મુઝાર. વિ.
બાવીસમા જીનજી તણો, ભ. એમ કહયો અધીકાર. વિ. ૯
આદિથી અંતસુધી કહયા, ભ. અંતરા જિનજીના જેહ. વિ.
એમ સાતમા વ્યાખ્યાનમાં, ભ. બાળમિત્ર કહે એહ. વિ. ૧૦
અહમદનગરમાંહી રહી, ભ. ગુણ ગાવે અભિરામ. વિ.
સુરીશ્વર નરપતિચંદ્રનો, ભ. કિંકર મનસુખ નામ. વિ. ૧૧



## ગહુંળી આઠમા વખાણની.

### સલુણાંની દેશી.

આઠમા વ્યાખ્યાનમાં કહયોરે, રિષભતણો અધિકાર મારી બેની,
વનિતા નયરીના વાસિયારે પ્રથમ જિનંદ સુખકાર. મા. ૧

ચૈત્ર વદી અષ્ટમી દીનેરે, જન્મ્યા પ્રભુસુખકાર, મારી.
નાભીરાયા મરૂ દેવીનેરે, મનમાં હર્ષ અપાર. મારી. આ. ૨
પ્રથમ નરેશ્વર થઇ પ્રભુરે, પરણ્યા છે બે નાર, મારી બેની.
સુમંગળા સુનંદાનોરે, રિષભજીનંદ ભરતાર. મારી. આ. ૩
ભરથબ્રાહ્મી પુત્રી પુત્રનેરે, પ્રસવે સુમંગળાનાર, મારી બેની.
સુંદરી બાહુબળ થયાંરે, સુનંદા ઉદર મુઝાર. મારી. આ. ૪
ભરતાદિક સો પુત્રથીરે, શોભે પ્રભુ પરિવાર, મારી બેની.
અશી મશી કૃષી તણારે, શિખવ્યા તે વ્યાપાર. મારી આ. ૫
ત્રેસઠ લાખ પૂરવ સુદ્ધિરે, રાજ્ય રમણીપર પ્રેમ, મારી બેની.
પછે સંસારને છોડીનેરે, કરે દિક્ષાનું નેમ. મારી આ. ૬
કૃષ્ણ ચૈત્રની અષ્ટમીરે, દિક્ષા તિથિ તે જાણ, મારી બેની.
ફાલ્ગુણ વદી એકાદશેરે, ઉપનું કેવળ નાણ. મારી આ. ૭
માઘવદી તેરસ દીનેરે, વરયા શિવવધુ નાર, મારી બેની.
એમ આઠમા વ્યાખ્યાનમાંરે, સુણજો ભવી અધીકાર. મા. આ. ૮
અહમદનગરે આનંદ શુંરે, બાળમિત્ર ગુણ ગાય, મારી બેની.
નરપતીચંદ્ર સુરીશનોરે, મનસુખ સુખીયો થાય. મારી. આ. ૯

## ગુરૂ પધારતી વખતે ગાવાની ગહુલી.

આદર જીવ ક્ષમા ગુણ આદર—એ રાગ.

ચાલોરે સખી ચાલો જઈયે, ગુરૂજીને વાંદવા કાજેરે,
વીર પટોધર પર ઉપગારી, આવ્યા છે તે આજેરે.
ચાલોરે૦ ॥ ૧ ॥

ભાગ્ય ઉદયથી અહિં પધાર્યા, તેથી આનંદ આજેરે.
મંગળ ગીત વાજીંત્રો વાજે, ગુરૂ આગમનને કાજેરે.
ચાલોરે૦ ॥ ૨ ॥

રાખે નહિ પ્રતીબંધ તે કોઈથી, વાયુ પરે રહે ભમતારે,
શત્રુ મીત્રને સરીખા જાણે, રાખે મનમાં સમતારે.
ચાલોરે૦ ॥ ૩ ॥

સતર ભેદે સંજમ પાળે, દોષ બેતાળીસ ટાળીરે,
બારે ભેદે તપસ્યા તપતા, કર્મને નાંખે બાળીરે.
ચાલોરે૦ ॥ ૪ ॥

આપ તરે બીજાને તારે, પરઉપગારી સાચારે,
કાષ્ટનાવા જેમ પાર ઉતારે, તેમ ગુરૂ ઉપદેશ વાચારે.
ચાલોરે૦ ॥ ૫ ॥

પંચ સુમતિ ત્રણ ગુપ્તિ ગુપ્તા, બાવીસ પરીસહ પુરારે,
ધર્મ ધ્વજ જગમાં ફરકાવે, સર્વ ગુણે તે સુરારે.
ચાલોરે૦ ॥ ૬ ॥

પાચોરાપુર છવાસઠ સાલે, ગુરૂજીને લાગી પાયેરે;
નરપતિચંદ્ર શૂરિસુ પસાયે, મનસુખ મંગળ ગાયેરે.
ચાલો રે૦ ॥ ૭ ॥

# ગહુંળી સયંતિ રાજ રૂષિની.

" રઘુપતિરામ હૃદેમાં રહેજોરે-એ રાગ "

આવો બેની આજ આપણે જઇયે રે, આગમ સુત્ર સુણી
સુખી થઈયે. આવો બેની–ટેક.

ઉત્તરાધ્યન સુત્ર રૂડું વંચાયે રે, બહુ નરનારી સુણવા ત્યાં જાયરે,
સંયતી અધિકાર કહેવાય, આવો બેની આજ આપણે
જઇયે રે. ॥ ૧ ॥

રાજા સંયતિ રયવાડી જાયે રે, અશ્વ લઈ મૃગ પાછળ થાયે રે,
મૃગ મુનિવર પાસ ભરાય, આવો બેની આજ આપણે
જઈયેરે ॥ ૨ ॥

મુનિશ્વરને દ્રષ્ટે દેખે રાયરે, નીજ મનમાં ઘણો પસ્તાયે રે;
રૂષી તણો કોપ થશે હાય, આવો બેની આજ આપણે
જઈયે રે. ॥ ૩ ॥

થરથર રાયની કંપે ત્યાં કાયરે, મુનિશ્રાપના ભયથી ગભરાયે રે;
ધ્યાન મુક્ત થયા ગુરૂ રાય, આવો બેની આજ આપણે
જઇયે રે. ॥ ૪ ॥

નૃપ મનમાં વિચાર યે થાયે રે, મૃગ પડયું મુનિ વરના
જ્યાં પાયે રે;
યતિ ધ્યાન મુક્ત થયા ત્યાંય, આવો બેની આજ આપણે
જઇયે રે. ॥ ૫ ॥

રાજા રૂષીવરને પાયે લાગેરે, પાપ કૃત્ય તણી માફી માંગે રે;
એમ વિનય કરી ઉભો આગે, આવો બેની આજ આપણે
જઇયે રે. ॥ ૬ ॥

ઉપદેશ આપે ગુરૂ ખાસરે, દીક્ષા લીયે રાય ગુરૂ પાસ રે
સંયતિ રાજ રૂષી પુરે આસ. આવો એની આજ આપણે
જઇયે રે; ॥ ૭ ॥
છયાસઠ શાલે પાચોરાપુર માંયરે, ગુરૂનરપતી ચંદ્રની સહાયરે:
મળી શ્રાવિકા સહુ ગુણ ગાય, આવો એની આજ આપણે
જઇયે રે. ॥ ૮ ॥



## ગુરૂ આગમનની ગહુંળી.

" ગોરમાના ગરબાનો રાગ."

એની વીર પટોધર આજ કે, પુરમાં પધારીયા રે લોલ
એની કરવા જગ ઉપકાર કે, મનમાં ભાવીયા રે લોલ
એની દેશના અમૃત ધારકે, ઘન જેમ ગાજતી રે લોલ
એની ધ્વનિ જળધર ગંભીર, ગુહીર ગુણ ગાજતી રે લોલ
॥ ૧ ॥

એની વાણી અમૃત વેલ કે, સાકર સેલડી રે લોલ
એની સુણી નાચે મન મોર કે, સીચે ગુણ વેલડીરે લોલ;
એની સરસ વચન રસ પુર કે, કળાગુણ વરસતી રે લોલ.
એની નયનિતિ ભરપુર કે, જાણે સરસ્વતી રે લોલ
॥ ૨ ॥

એની વાંચે આગમ શાસ્ત્ર કે, રસ અમૃત ઝરે રે લોલ
એની મુખ છે પુનમચંદ કે, દંત મચકુંદ પરે રે લોલ;
એની નયન અમિય કચોળા કે, વયણ અમંદ છે રે લોલ;
॥ ૩ ॥

બેની મહીમાવંત મહંત કે, સંત સોહામણા રે લોલ,
બેની સાગર જેમ ગંભીર કે, કરૂણાની નહિ મણા રે લોલ;
બેની શીતળ ચંદન ચંદ્ર થકી, પણ અતિ ઘણા રે લોલ,
બેની એવા ગુરૂ ગુણવંત કે, સુધર્માગચ્છ તણા રે લોલ
॥ ૪ ॥
બેની ધન્ય સફળ દીન આજ, ઘડી પળ આજની રે લોલ,
બેની કીધી ગહુળી આજ, ભલા ગુરૂરાજની રે લોલ;
બેની નાચે મુજ મન મોર કે, ગુરૂ છે ઘન સમાં રે લોલ,
બેની ચકવા ચકવી ચકોર કે, દેખે જેમ ચંદ્રમાં રે લોલ.
॥ ૫ ॥
બેની રજત રકેબી હાથ કે, સોવન ફુલથી રે લોલ,
બેની મોતી ભરી ભરી થાલ, વધાવો ભાવથી રે લોલ;
બેની સરધા કુંકુમ ઘોળ કે, ગહુંળી કીજીયે રે લોલ,
બેની નરપતિચંદ્ર શુરિસ કે, ગુરૂવર લીજીયે રે લોલ.
॥ ૬ ॥



## શ્રી પાયચંદ ગચ્છના મુનીમહારાજશ્રી ભાઇચંદ્રજીની ગહુલી.

" સૌભાગી બેહેનીની દેશી. "

સખી આજ આનંદ વધામણા, બેની ગુરૂજી પધાર્યા છે આજ રે
સૌભાગી બ્હેની ગુરૂજી આવ્યા છે ચાલો વાંદવા ॥ ૧ ॥
સખી ધન્ય સફળ દીન આજનો, બેહની ગુરૂજી દિઠાં સરે કાજ રે
સૌ૦ ॥ ૨ ॥

સખી એવા ગુરૂજીને વાંદશે, એહુની તેને મળશે સિવરાજરે,
સૌ૦ ॥ ૩ ॥

સખી પુણ્ય ઉદય થયા આપણા, પ્રગટયા પુરવ પુણ્ય અંકુરરે.
સૌ૦ ॥ ૪ ॥

સખી જંગમ તીરથ એ ખરા, ભવોભવના પાતીક કરે દુરરે.
સૌ૦ ॥ ૫ ॥

સખી વાણીરૂપી અમૃત ઝરે, ચીત્ત થાપે છે ચાતુક ચોરરે.
સૌ૦ ॥ ૬ ॥

સખી દેશના ઘન જેમ ગર્જના, તેને સુણી નાચે મન મોરરે.
સૌ૦ ॥ ૭ ॥

સખી આગમ અર્થ ગુરૂ કહે, સહુ જૈન ધર્મ તણો સારરે.
સૌ૦ ॥ ૮ ॥

સખી ગુરૂ મુખ પુનમ ચાંદલો, વીકસે ભવીરૂપી કમલ વીકાસરે.
સૌ૦ ॥ ૯ ॥

સખી પાયચંદ ગચ્છમાં પ્રતાપી એ, થયા ભાઇચંદજી મહારાજરે.
સૌ૦ ॥ ૧૦ ॥

સખી એવા ગુરૂજીને વાંદતાં, વેલબાઇને હર્ષ અપારરે.
સૌ૦ ॥ ૧૧ ॥

# લોકાંગચ્છાધિપતિ શ્રી નરપતીચંદ્ર શુરિશ્વરજીની ગહુંળી.

## " દેશી લલનાની "

ગુરૂ આવ્યા પ્રતિષ્ઠા કારણે, બાલાપુર નગર મોઝાર લલના.
નરપતિચંદ્ર શુરિશ્વરૂ, સાથે લઈ સમજી પરિવાર લલના
આવ્યા પ્રતિષ્ઠા કારણે. એ ટેક.

યુવરાજજી ચુનીલાલજી, બુદ્ધિતણા ભંડાર લલના.
ન્યાય વ્યાકરણ કાવ્ય બહુ ભણ્યા, પંડીતમાં સરદાર
લલના. આવ્યા ॥ ૧ ॥

ગુરૂ સંગ આગ્રહથી આવીને, કરે વિધી પ્રતિષ્ઠા સાર લલના
ઓગણીસો એકસઠ માહા સુદી, પંચમીને ગુરૂવાર લલના.
આવ્યા૦ ॥ ૨ ॥

શેઠ સોનલાલે પધરાવીયા, ચીંતામણ પ્રભુ પાસ લલના.
ઓચ્છવ મોચ્છવ અતિ થયા, સંઘમાં બહુ ઉલ્લાસ લલના.
આવ્યા૦ ॥ ૩ ॥

સ્વામી વચ્છળને પ્રભાવના, વળી મંડળીનો બહુ ઠાઠ લલના,
જલજાત્રા આડંબર માંહે, ગુરૂ ભણે મંત્રનો પાઠ લલના.
આવ્યા૦ ॥ ૪ ॥

જ્ઞાનચંદ્રજીને મનસુખલાલજી, વિધીનું કરાવે કામ લલના.
ચુન્નીલાલજી દેખરેખથી, થાયે વિધિ પુર્વક મન હામ
લલના, આવ્યા૦ ॥ ૫ ॥

વાજા ઇંગ્રેજી ત્યાં વાજીયા જેના નાદ અમ્બર જાય લલના,
ગોરી ધવળ મંગળ ગાવે ઘણા, દસ દિવસ મહોત્સવ થાય
લલના આવ્યા૦ ॥ ૬ ॥
ગાતા સદગુરૂ ગહુંળી, શ્રદ્ધાવન્તિ શ્રાવિકા થાય લલના,
નરપતિચંદ્ર શુરિ પસાયથી, સૌ બેનો મળીને ગાય.
લલના આવ્યા૦ ॥ ૭ ॥



## આંચળગચ્છાધિપતિ શ્રી જીનેંદ્રસાગરજી શુરિશ્વરજીની ગહુંળી.

"વધાવો મારે આવશે"

ગુરૂ ફુલ ખરે મુખ બોલતાં, જેમાં શ્વાદ છે અમૃત તોલ,
ગુરૂરાજ કોટી મુખચંદ્રમાં, નયણાં છે અમિય કચોળ,
વધાવો ગુરૂને મોતીયે—એ ટેક.
ગુરૂ દેશના અમૃત વરસતાં, ભવિલોક ચાતુક ગુણ ચોર, વ૦
ગુરૂ મેઘપરે કરે ગર્જના, નાચે ભવિજન મનમાં મોર.
વધાવો૦ ॥ ૧ ॥
સુણી સુત્ર સિન્ધાતની દેશના, મારૂં ચિત ચડયું ચકડોળ, વ૦
સખી આતમ તત્વ પ્રકાશિકા, પ્રગટે આનંદ અંગ અતોલ.
વધાવો૦ ॥ ૨ ॥
સખી આજ આનંદ વધામણાં, આજ પ્રગટયો છે પુણ્ય
કલોલ વ૦

ગુરૂરાજની દેશના મેં સુણી, ધર્મ રંગ ચડયો રંગરોળ.
વધાવો૦ ॥ ૩ ॥
સખી આજ તે શુભ દીન ઉગીયો, આજે વરસ્યા અચાનક
મેહ, વ૦
આજે મોં માગ્યા પાસા ઢળયા, આજ ધવળ મંગળ છે એહ.
વધાવો૦ ॥ ૪ ॥
આજ આંગણે કલ્પતરૂ ફળયો, ટળયા ભવના સકળ કલેશ, વ૦
મારા મનના મનોરથ સવી ફળયા, મળયા વંચ્છીત સકળ હુમેશ
વધાવો૦ ॥ ૫ ॥
કરૂં જીનેંદ્ર સાગરજીને વંદના, ભવોભવના ગયાં સહુ પાપ. વ૦
સખી એવા ગુરૂજીને વાંદતાં, ત્રુઠે વીતરાગ આપોઆપ.
વધાવો૦ ॥ ૬ ॥
ગુરૂ ભક્તિ શક્તિ સ્વસ્તિક કરી, ગાવો હર્ષથી ગીત રસાળ, વ૦
કહે મનસુખલાલ વંદન કરી, ગુરૂ પુજ્યાથી મંગળ માળ
વધાવો૦ ॥ ૭ ॥

---

## જ્ઞાન પદનીગહુલી.

" બેના તમે ભાવ સહિત ભણજો "

જ્ઞાન બેની ભણજો તમે ભાવે, જ્ઞાન વિના શીવ સુખ નહિ
પાવે; જ્ઞાન બેની ભણજો તમે ભાવે— એ ટેક.
પાંચ જ્ઞાન વીર જીનંદ ભાખે, કહ્યા તે તો આગમની સાખે,
જ્ઞાન વીન સીવ સુખ નહિ ચાખે; જ્ઞાન બેની ભણજો તમે
ભાવે૦ ॥ ૧ ॥

અઠાવીસ ભેદ મતિના છે, ચૌદ વિસ શ્રતના પણ કહે છે,
મન પર્યવ બે ને કેવળ એક છે, જ્ઞાન બેની ભણજો તમે.
ભાવે૦ ॥ ૨ ॥
સહુ ભેદ કેવળમાં પુરા, કેવળ ત્રોડે કર્મના અંકુરા.
પંચમ જ્ઞાન મળતાં જ્ઞાની પુરાં, જ્ઞાન બેની ભણજો તમે.
ભાવે૦ ॥ ૩ ॥
એવું જ્ઞાન વીર મને આપો, જનમ જરા મૃત્યુના દુઃખ કાપો.
મને મોક્ષ મ્હેલમાં જઇ સ્થાપો, જ્ઞાન બેની ભણજો તમે.
ભાવે૦ ॥ ૪ ॥
પાચોરાની જૈન બેનો ગાયે, જ્ઞાન ભણતાં બહુ સુખ થાયે;
મનસુખ પણ જ્ઞાનથી સોહાયે, જ્ઞાન બેની ભણજો તમે.
ભાવે૦ ॥ ૫ ॥



## ગુરૂ આગમનની ગહુંળી.

### વાડીના ભમરાની દેશી.

જીરે નાણ રયણ રયણાયરૂ ॥ જીરે રત્નત્રય આધારરે
સોભાગી બેનો ગુરૂજી આવ્યા છે ચાલો વાંદવા—એ આંકણી
જીરે દ્વાદશ અંગની ધારણા । જીરે ગણીપીટક ધરનારરે
॥ સૌભાગી ॥ ૧
જીરે શમદમ ક્ષમા ગુણે ભર્યા । જીરે કરૂણા તણા ભંડારરે ॥
॥ સો૦ ॥
જીરે સમુદ્રપરેં ગંભીર છે । જીરે ક્રોધાદિક ચઉવારરે ॥
સોભાગી૦ ॥ ૨ ॥

જીરે સંઘ આગ્રહથી આવીઆ । જીરે બાલાપુર નગર
મોઝારરે ॥ સો૦ ॥
જીરે સાથે યુવરાજા ચુનીલાલજી । જીરે બીજો બહુ
પરિવારરે ॥ સોભાગી ॥ ૩ ॥
જીરે ઓગણીસ એકસઠની સાલમાં । જીરે મહા શુદ્ધિ પંચમી
ગુરૂવારરે ॥ સો૦ ॥
જીરે કરી પ્રતિષ્ટા શુભ મુહુરતે । જીરે સંઘને હર્ષ અપારરે ॥
॥ સોભાગી ॥ ૪ ॥
જીરે ઓચ્છવ મહોત્સવ બહુ થયા । જીરે વરત્યા છે
જય જય કારરે સો૦ ॥
જીરે શ્રધ્ધા કુંકુમ ઘોળી કરી । જીરે ગુરૂગુણ ગહુંળીસારરે
સોભાગી૦ ॥ ૫ ॥
જીરે ચઉગતિ ચૂરક સાથિયો । જીરે દાયક અક્ષય
જ્ઞાનરે ॥ સો૦ ॥
જીરે નરપતિ ચંદ્રસુરી ગાવતાં । મુની નાનકચંદ બહુ
માનરે ॥ સો૦ ॥ ૬ ॥



॥ ગહુંળી. ॥

સનેહી વિહુજી જયકારીરે—એ દેશી.

લોંકાગચ્છ પટોધર વંદોરે, મુખ શોભે છે પુનેમચંદોરે,
એને વંદીને પાપ નિકંદો ॥ ૧ ॥ સોભાગી શ્રાવિકા
સુરી વંદોરે.
પંચાશ્રવ સઘળા ટાળેરે, ખટ જીવ દયા પ્રતી પાળેરે,

એ તો સંજમ રમણી સું મ્હાલે ॥ ૨ ॥ સોભાગી-
શમ દમ ગુણ ધરવા ધીરરે, એ તો સાગર જેમ ગંભીરરે,
મોહરાય વિજય વડવીર, ॥ ૩ ॥ સોભાગી-
એ તો નાણ રયણમાં પુરારે, તપ તપવામાં હે છે શૂરારે,
કર્યા કર્મ જેણે ચકચુરા, ॥ ૪ ॥ સોભાગી-
એની વાણી અમૃતજળ ધારરે, જેના ગુણનો નહી કાંઈ પારરે,
જેને વંદે ઘણા નરનાર ॥ ૫ ॥ સોભાગી-
રત્નચંદ્રસુરીશ્વર પાટેરે, ગચ્છ શોભાવિ કર્યો ઠાઠેરે,
શ્રી સંઘ જુવે જેની વાટ ॥ ૬ ॥ સોભાગી-
નરપતી ચંદ્રસુરીશ્વર રાજેરે, ભવ્યજીવ ઉધ્ધરવા કાજેરે, ॥
બાલાપુર નગરે વીરાજે ॥ ૭ ॥ સોભાગી ॥
ઓગણીસ એકસઠના વર્ષેરે, માઘ માસ પંચમી દિન સરસેરે,
કરી ચૈત્ય પ્રતીષ્ટા હર્ષે ॥ ૮ ॥ સોભાગી૦ ॥
એવા ગુરૂગુણ ગહુંળી ગાવોરે, કરિ સ્વસ્તીક મોતી વધાવોરે,
નાનચંદ અક્ષય પદ પાવો ॥ ૯ ॥ સોભાગી૦ ॥



## વધાવો.

॥ ચાલો સખી સિદ્ધાચલ જઇએ ॥ એ રાગ ॥

॥ ચાલો સખી સાથ મલિ જઈએ ગુરૂદરશને પાવન થઇએ
સુરીશ્વર નરપતિ ચંદ્રરાયા
ગુણીયલ એવા ગુરૂ આવ્યા
જેની સહુ સંઘઉપર છાયા ચા. ૧
પધાર્યા ગીતારથ જ્ઞાની

ખરેખર ધર્મતણા ધ્યાની
તાર્યા જેણે ભવ્ય ઘણા પ્રાણી આ. ૨
ગુરૂવર ગુણીયલ છે પૂરા
સંજમ વ્રતમાંહે શુરવીરા
કર્યા જેણે કર્મને ચકચુરા આ. ૩
સોરઠ દેશ ધોરાજી ગ્રામે
વિરાજ્યા હતા ગુરૂ તે ઠામે
ત્યાંથી આવ્યા આંહી રૂડે કામે આ. ૪
બાલાપુરના સંઘતણે ભાવે
ઈશ્વરદાસ સંઘવી ત્યાં જાવે
વિનતી કરી ગુરૂજીને બોલાવે આ. ૫
વડા શિષ્ય ગુરૂજીને સારા
વિનયથકી પાલે ધરમ ધારા
ચુનીલાલજી સહુને પ્યારા આ. ૬
જ્ઞાનચંદજી જ્ઞાની પુરા
કરવા ક્રિયા કામમાં તે શૂરા
તોડયા જેણે મોહના અંકૂરા આ. ૭
વડીલવૃદ્ધ સ્થિવિરસમ આરાધું
વિનયચંદજી, કાનજી સાધુ
જેને ધર્મ રત્ન હાથે લાધું આ. ૮
સાધુ મંડલીના સુખ કાજે
કોટવાલ પદવી જેને છાજે
હેમચંદજી હોંસે ગાજે આ. ૯

વૃધીચંદ નવલચંદ એવા
મોતીલાલ ને મોહન જેવા
લઘુ શિષ્યો ગુરૂની કરે સેવા ચા. ૧૦
એવા પરીવારે ગુરૂ આવે
શ્રી સંઘ હોંસેથી સામો જાવે
મુનિ મનસુખને સાથે લાવે ચા. ૧૧



## પ્રભુ બિરાજ્યા તે વખતનો વધાવો.

॥ કેશરીયાને કોડથી બેની પુજોરે ॥ એ રાગ ॥
ચાલો સખી આજ પ્રભુજીને નમીયેરે ટેક.
દક્ષિણ દેશે વરાડ પ્રાંત વારૂરે
બાલાપુર સહેર જીહાં સારૂરે
મનડું મોહ્યું તિહાં સખી મારૂં ચાઃ ૧
ઓગણીસે એકસઠની સાલરે
માહ સુદ પંચમી પ્રાતઃકાલરે
અતિ આનંદનો ઉજમાલ ચાઃ ૨
ઉદય કાલે જોશી તિહાં આવેરે
વેળાયંત્રની કુંડી પધરાવેરે
ઘટી ખટ પળ અગ્યાર આવે ચાઃ ૩
તે સમયે પ્રભુજી બિરાજેરે
શુભ મુહુર્તે રૂડે રંગરાજેરે
શ્રી સંઘતણા શ્રેય કાજે ચાઃ ૪
ચિંતામણ પ્રભુ મૂળ ગભારેરે

પોપટલાલ સુતસોવન બેસારેરે
સેજાબાઇના હુકમને આધારે ચા: ૫
બીજે ગભારે વીરજીણંદરે
ત્રંબકલાલ બેસારે આણંદરે
દરશન કરતાં જાએ કર્મફંદ ચા: ૬
વિમલનાથ સ્વામી જિનરાજરે
ત્રીજે ગભારે પ્રભુજીનું રાજરે
ઇશ્વરદાસ સ્થાપે શિવકાજ ચા: ૭
દેશોદેશના સંઘ ત્યાં આવેરે
ધવળ મંગળ આનંદ વરતાવેરે
મોતીડે થાળ ભરીને વધાવે ચા: ૮
સુરી નરપતીચંદ્રનો દાસરે
મુનિ મનસુખ મનને ઉલ્લાસરે
કર જોડી કહે પૂરો આશ ચા: ૯



## ગુરૂ મહારાજની ગહુંળી.

સહુ સાહેલી સાથે મળીએ, વાંદવા જાય ગુરૂરાજ
નમોરે ગુરૂ ભાવથીરે. એ ટેક.
સુરીશ્વર નરપતી ચંદ્રજીરે, પધાર્યા ગુરૂરાજ, નમોરે ॥ ૧ ॥
વ્યાખ્યાન ગુરૂજીનું મીઠડુંરે, અમૃતવાણી રસાળ
નમોરે. ॥ ૨ ॥
સુવાસણપુરે સાથીયોરે, વંદિ નમાવે શીશ, નમોરે. ॥ ૩ ॥

મંગળ સ્વસ્તીક કાઢીનેરે, ચઉગતીનો કરોનાશ નમોરે. ॥ ૪ ॥
ચૈત્ય પ્રતીષ્ઠા રૂડી થઇરે, બાલાપુર નગર મોઝાર નમોરે. ॥ ૫ ॥
શુકલ પંચમી મહા શુભ થઇરે, ધર્મનું મંગળ કામ.
નમોરે ॥ ૬ ॥
ચુનીલાલ ગુરૂજી તણારે, શીષ્ય ચતુરસુજાણ નમોરે ॥ ૭ ॥
એવા ગુરૂના પસાયથીરે, મનસુખ મંગળ ગાય. નમોરે. ॥ ૮ ॥



## ઉત્તરાધ્યયન સુત્રની ગહુંળી.

પિતલ લોટા જલે ભર્યા રે–એ રાહ.

સુત્ર ઉતરાધ્યયન સાંભલોરે.
મન ધરી અધીક ઉલ્લાસરે । સજની મોરી.
સૂત્ર સુણો ભવી ભાવથીરે,
સુણી કરો કરણ પવિત્રરે । સ૦ સુત્ર ૧
વીર જીનંદજીને વંદિયેરે ।
ચોવિશમાં જિનરાજરે । સજની મોરી.
ભાખ્યું ભવિક જન કારણેરે,
સુત્ર ઉત્તરાધ્યયન સારરે । સ૦ સુત્ર ૨
આદિમાં વિનય વખાણીયોરે,
પછે ભાખ્યાં ધરમના ભેદરે । સજની મોરી.
તત્વ નવે નય સાતથીરે,
વલી સ્યાદ્વાદ વિચારરે । સ૦ સુત્ર ૩
નરક નિગોદ તણા કહ્યારે,

મહા દુખ અપરમપારરે । સજની મોરી.
સુણતાંતે ચીત ચંચલ થયાંરે,
ખારો લાગે છે સંસારરે । સ૦ સુત્ર ૪
મુનિનાં અધિકાર બહુ કહ્યારે,
સ્વયં બુદ્ધ નમી રાયરે । સજની મોરી.
નાથ વિનાના અનાથીએરે,
બુઝવ્યો શ્રેણિક રાયરે । સ૦ સુત્ર ૫
ઇત્યાદિક બહુ વાતથીરે,
અધ્યયન છત્રીસ સારરે । સજની મોરી.
શ્રોતા વકતા ઉલ્લાસ થી રે,
અહમદનગર મોઝારરે । સ૦ સુત્ર ૬
સંવત ઓગણીસ એકાવનરે,
સુન્દર આશ્વિન માસરે । સજની મોરી.
અષ્ટમી આનન્દકારણીરે,
કહે મનસુખજી ઉલ્લાસરે । સ૦ સુત્ર ૭



## પુનામાં અમરવિજયજી મહારાજ આવ્યા તેની ગહુંળી.

કેફી સદ્ગુરજીનો કંથડા—એ રાગ.

પુના નગરમાં પધારીયા, ગુણવંતા ગુરૂરાય,
સંઘ સહુ આવી નમે, ગુરૂવર કેરા પાય. પુના.
નગર સહુ શણગારીઉં, તોરણેથી તમામ,
ઠામો ઠામે દરવાજાની, રૂડી વાળી કમાન. પુના.

મહારાજ અમર વીજયજી, બાળ વિજય લઈ સાથ,
પુના શહેરમાં પ્રેમથી, આવી વદે જગનાથ. પુના.
ખાન દેશમાં ખાંતીલું, રૂડું પાંચોરા ગામ,
ગુરૂ ઉપદેશથી ત્યાં થયું, પાઠશાળાનું ધામ. પુના.
વીચરતાં વીચરતાં આવીયા, આજ પુના મુકામ,
ચોમાસું આંહી રહી ખાંતશું, કર્યાં ભવિયોનાં કામ. પુના.
માણકુભાઇને મગનભાઇ, ગગલભાઈ રાખો હામ,
મોતીશા મનથી ઉલટ કરી, કરે ધર્મનાં કામ. પુના.
પાઠશાળા સ્થાપવા તણું, ચાલ્યું પુનામાં કામ,
ગુરૂવરના ઉપદેશથી, રહેશે રૂડું એ નામ. પુના.
બાળવિજયમાહરાજના, રૂડા શીષ્ય કહેવાય,
ચારીત્ર ચોખું પાળીને, રહે સુખમાં સદાય. પુના.
સતાવન કેરી સાલમાં રહ્યા પુનાની માંય,
બાળમીત્રના ભાવથી મનસુખમુની ગાય. પુના.



## નરપતીચંદ્રસુરીજી મહારાજ જામનગર પધાર્યા તેની ગહુંળી.

પુજ્યજી પધારો મરૂધર દેશમાં-એ રાગ.

ગુરૂજીપધાર્યાગુજરદેસમાં, શ્રીસંઘ લાગેછેપાય ગુરૂજીમારાહે
ગુરૂજી પધારો ગુરજર દેશમાં. ટેક.
રત્નસુરી ગુરૂજી રાજીયા, રત્ન સમા ગુણવાન,
તસ પાટે પુજ્ય આપછો, આપો છો ધર્મનું જ્ઞાન. ગુ. ૧

કાઠીયાવાડમાં શોભીતો, દેશ હાલાર આ કહેવાય,
જામનગર શહેર શોભતું, રાજા જામ વીભોજી છે જ્યાંય. ગુ. ૨
તે રાય વીભોજી ભાવથી આવી વંદે તમારા પાય,
ભગવતી સાંભલી ભાવથી, જીવ દયામાં કરતો રહેશાય. ગુ. ૩
શીષ્ય ચુનીલાલજી આપના, પટોધર પાસે રહી લહે જ્ઞાન,
ગુરૂ સેવામાં તત્પર રહે, જેમ ધ્યાનીને લાગે ધ્યાન. ગુ. ૪
ઓધવજી માણેકચંદ ને, દેવચંદ પુનાતર જ્યાંહ,
ખેંગાર તારાચંદવારીયો, મલી રહે સેવામાં તત્પર ત્યાંહ. ગુ. ૫
મોરબીના ઠાકોર વાઘજી, કરે પધરામણી સુપશાય,
સાયલે ઠાકોર વખતસિંઘજી, દરબારમાં પધરાવે પાય. ગુ. ૬
કુશળગઢના જે રાવજી, તે તો આપના પુજે પાય,
વણીક તો લહુ નીજશીષ્ય છે, પણ રાજા બહુ વશ થાય. ગુ. ૭
ધર્મચક્રવૃત્તિ શમ થઇ, સહુને કરોછો ઉપગાર,
મનસુખ કીંકર આપનો, વંદે ગુરૂપદ વારંવાર. ગુ. ૮



## બાળચંદ્રસુરી મહારાજની ગહુંળી.

ભવીયણ સુણજોરે—એ રાગ.

ગુરવર નમશુંરે બાલચંદ્ર સૂરી રાયા,
ભવીયણ વંદોરે જ્ઞાની ગુરૂના પાયા;
કાશી દેશ વણારસી નગરથી, ગુરૂવર આંહી પધાર્યા,
ચોમાસું રહી અહમદનગરે, બહુજીવોને તાર્યા. ગુરૂવર. ૧
એકતાલીસ સતક ભગવતીનાં, ગુરૂવર શુદ્ધ પ્રકાશે,

સતકે સતકે પુજા કરતાં, પાપ સરવ સહુ નાસે. ગુ. ૨
નેમચંદજી સીષ્ય છે સાથે, ગુણીયલ યતિવર રૂડા,
ગુરૂ ઉપદેસથી તેને છોડયા, મોહતણા મધપુડા. ગુ. ૩
ભગવતી સુણવા બહુ જન આવે, ભવી જન મન સહુ ભાવે,
જીવ અજીવને પુન્ય પાપના, ગુરૂવર મેદ બતાવે. ગુ ૪
મુંબઈમાં જે મહંત ગણાયે, શેઠ વસનજી વાહલા,
સહુ સંઘની સાથે મલીને, ગુરૂ રાખે ગુણવાલા. ગુ. ૫
ગૌતમે પુછ્યા બહુ બહુ પ્રશ્નો, ભગવતીમાં શુભ ભાવે,
સુક્ષમ બાદર નરકની ગોદનાં તેમાં મેદ બતાવે. ગુ. ૬
કઈક મુનીંદ્રોને કૈક નરેંદ્રોની કથા સુણી અમે તેહમાં,
જૈન ધરમની ઝીણી વાતો, છે એ શુત્ર ભગવતીમાં ગુ. ૭
પુન્યવાનજે જીવ હશે તે, ભગવતી શુત્ર સાંભળશે,
સાંભલીને શુધ્ધ ધારણ ધરશે તે શીવપુરનાં સુખ લેશે. ગુ. ૮
ઓગણીસે સતાવન સાંલે અહુમદગગરે ચોમાસું,
બાળમીત્ર સંગ મનસુખ મલી કહે ગુરૂવરનાંગુણ ગાયું. ગુ. ૯

## ગહુળી નવપદની.

### રંગીલા લાલની દેશી.

નવપદ મહીમા સાંભળોરે લાલ,
મન ધરી અધીક ઉલ્હાસરે રંગીલા લાલ. એ ટેક.
પ્રથમે પદે અરિહંતજીરે લાલ,
બાર ગુણે ઉજવળ વર્ણરે રંગીલા લાલ;
દ્વિતિય પદે સિદ્ધને નમુંરે લાલ,
અષ્ટગુણે રકત વર્ણરે રંગીલા લાલ. નવપદ. ૧

ત્રિતિય પદે આચારજ ગુરૂરે લાલ,
ગુણ છત્રીસ પીત વર્ણરે રંગીલા લાલ;
ચોથે પદ ઉવઝાયજીરે લાલ,
પચવિસ ગુણ નીલ વર્ણરે રંગીલા લાલ. નવપદ. ૨
પાંચમે પદે મુનીરાજજીરે લાલ,
ગુણ સત્તાવિશ શામ વર્ણરે રંગીલા લાલ;
છઠે પદ દરશન નમુરે લાલ,
સડસટ ગુણ પ્રમાણુરે રંગીલા લાલ. નવપદ. ૩
સાતમે પદ જ્ઞાન વર્ણવ્યુરે લાલ,
ગુણ એકાવન જાણુરે રંગીલા લાલ;
ચારિત્ર પદ નમું આઠમેરે લાલ,
ગુણ સી-તેર પ્રમાણુરે રંગીલા લાલ. નવપદ. ૪
નવમેં પદે તપસ્યા કહીરે લાલ,
ગુણપચાસ પ્રવીણરે રંગીલા લાલ,
જ્ઞાન દર્શન ચારિત્ર તપ તણારે લાલ,
ચારેના ઉજ્વળ વર્ણરે રંગીલા લાલ. નવપદ. ૫
એ નવપદના ધ્યાનથીરે લાલ,
સુખ પામ્યા મયણા શ્રીપાલરે રંગીલા લાલ;
તેમ તુમે ભવીય આરાધજોરે લાલ,
શિવસુખ પામો રસાળરે રંગીલા લાલ; નવપદ. ૬
સવંત ઓગણીસે બાવન તણીરે લાલ,
આશો શુદ ચૌદસ દીનરે રંગીલા લાલ;
અહમનગરે આનંદશુરે લાલ,
મનસુખ મનમાં મગ્ગનરે રંગીલા લાલ. નવપદ. ૭

# પંચકલ્યાણકની

# ગહુંળી.

### ભવિયણ સુણજોરે એ રાગ.

ભવિયણ સુણજોરે પંચ કલ્યાણક પ્રભુના,
સુણતાં જાસેરે પાપ સરવ તુમ તનનાં. એ ટેક.
પ્રથમ કલ્યાણક તેને કહેજે, દેવલોકથી ચવવું,
માતુ ઉદરમાં આવ્યા પછી, જેને ભવચક્રેનથી ભમવું. ભ. ૧
દ્વિતિય કલ્યાણકે જન્મ સમય, મળી ઈંદ્ર કરે અતિ સેવા,
ત્રિજે કલ્યાણકે ગ્રહે દિક્ષા, પામવા અમૃત મેવા. ભ. ૨
રચતા રચના કેવળ સમયે, ત્રિગડાની તિહાં દેવા,
ચોથું કલ્યાણક તેને જાણી, કરો એ જ્ઞાનની સેવા. ભ. ૩
જે સમયે પ્રભુ વરે શિવવધુને, મોક્ષ સમય તે જાણો,
પાંચમું કલ્યાણક તે જાણો, મન શંકા નવી આણો. ભ. ૪
ઓગણીશેં બાવનના વર્ષમાં, પંચકલ્યાણક ગાયા,
બાળમીત્ર સંગ મનસુખ મળી, ગુરૂનરપતીચંદ્ર પસાયા. ભ. ૫



# ગહુંળી જ્ઞાનપંચમીની.

### (ધિક તમારી જાતનેરે) એ રાહ.

જ્ઞાનભણો ભવિ ભાવથીરે, જ્ઞાનેસવી સુખથાય,
નમોભવિ જ્ઞાનનેરે. એ ટેક.
પંચ પ્રકારે જ્ઞાન છેરે, મતિશ્રુત અવધિ નામ. નમો. ૧
મનપરજવ અતિ મોટકુંરે, કેવળથી હોય કામ. નમો. ૨

ભેદ અઠાવીસ મતી તણારે, શ્રુતના ચઉદ ને વીસ. નમો. ૩
અવધિ તણા અસંખ્યાત છેરે, મન પરજવહોય ભેદ. નમો. ૪
કેવળ એક પ્રકારથીરે, દિનકર સમ તસતેજ. નમો. ૫
જ્ઞાનતણી અશાતનારે, કરતાં મુરખ થાય. નમો. ૬
વરદત ગુણ મંજરી પરેરે, કર્મે રોગી થાય. નમો. ૭
જ્ઞાન આરાધન પંચમીરે, સુદિ કારતકની જાણ. નમો. ૮
જ્ઞાનતણી પુજા કરોરે, ચૌવિહારે ઉપવાસ. નમો. ૯
જ્ઞાનતણા ગુણ ગાવતાંરે, થાસે કરમનો નાશ. નમો. ૧૦
અહમદનગરમાંહિ ભણેરે, બાળમિત્ર શુભજ્ઞાન. નમો. ૧૧
નરપતિચંદ્ર સુરિસનોરે, કિંકર મનસુખ ગાય. નમો. ૧૨



## ભગવતિ સુત્રની
## ગહુંળી.

( રાગ-દેસી ભવિકજનની. )

ભગવતિ સૂત્ર સુણો સહુરે,
વિવ્હા પન્નતી જસ નામરે ભવીકજન,
ભગવતિ સુણો સહુ ભાવથીરે. એ ટેક.
ઉગણીસો છાસઠ સાલમાંરે,
બાલાપુર મોઝારરે ભવીકજન,
ધર્મ ધમાલ માચી રહીરે,
જિનમંદિરે જયકારરે. ભ૦ ૧
પોપટલાલજીનો પુત્રજેરે,

સોનલાલ સુજાણરે ભવીકજન,
નિજ જનીને વિનવેરે,
માતાજી સુણો મમવાણરે. ભ૦ ૨
સરવ આગમ માંહે મોટકુંરે,
ભગવતિ સુત્ર કેવાયરે ભવીકજન,
ભાવથકી જે કોઇ સાંભલેરે,
તે સીવપુરમાં જાયરે. ભ૦ ૩
સેજાબાઈ શુધ્ધ ભાવથીરે,
લળી લળી લાગે પાયરે, ભવિકજન,
ગુરૂવરને એમ વીનવેરે,
સુત્ર સુણવા મન થાયરે. ભ૦ ૪
સુભદીવસ સુભવારથીરે,
સૂત્રનો આરંભ થાયરે ભવિકજન,
મંગલવાજાં વાજતેરે,
ગોરડીઓ ગીત ગાયરે. ભ૦ ૫
સહસ છત્રીસ પ્રસન ભલારે,
વાંચે ત્યાં ગુરૂ રાયરે, ભવિકજન,
શ્રાવક શ્રાવીકા સુણીરે,
આણંદથી ઉભરાયરે. ભ૦ ૬
સુત્ર પુરણ થાતાં થકારે,
નિજઘર સુત્ર લઈ જાયરે, ભવીકજન,
સોનલાલ પૂજા કરેરે,
સેજાબાઈ હરખ ન માયરે. ભ૦ ૭

ગુરૂવરની પુજા કરેરે,
નવ અંગે ધરી નેહરે, ભવીકજન,
સુવર્ણ મોહોર ચડાવીનેરે,
મોતિડે વધાવે ગુણ ગેહરે. ભ૦ ૮
ઓગણીસે છાશઠ સાલમાંરે,
બાલાપુરની માંયરે, ભવીકજન,
શ્રીગુરૂરાય પસાયથીરે,
મુની મનસુખ ગુણ ગાયરે. ભ૦ ૯



## ગુરૂને વીનતીની

## ગહુંળી.

( રાગ આવો બેની આજ આપણે રમીએ. )

પધારો પુજ આંગણે મારેરે,
એમ વીનતી કરે વારમવારે. પ૦ એ ટેક.
મારે આંગણે આજ દિવાલીરે,
સહુ સંઘને આણંદ ભારીરે,
ગુરૂ મુખમાં મોહની બની સારી. પ૦ ૧
ગુરૂ ઉપદેશ અમૃતવારીરે,
નરનારી પીયે ધારી ધારિરે,
તેથી મેલવે સીવ સખી પ્યારી. પ૦ ૨
રાગદ્વેષને દુરે ટાલીરે,
મોહમાન ગરવ દીધા ગાલીરે,

ક્રુર કર્મોને નાખ્યાં છે બાલી. પ૦ ૩
દક્ષિણ દેશ બાલાપુર ગામરે,
ચિંતામણ પ્રભુ પાર્શ્વનું ધામરે,
ગુરૂરાજ પધારયા તે ઠામ. પ૦ ૪
જ્ઞાન ધ્યાનમાં આપ છો પુરારે,
શુદ્ધ સીયળ પાળવે સુરારે,
નહીં કોઇ જ્ઞાનમાં અધુરા. પ૦ ૫
પાંચે ઇંદ્રીને વશ માંહે રાખીરે,
આઠ પ્રવચનને કરી સાખીરે.
ભવી જનને ધરમ દીધો દાખી. પ૦ ૬
સકલ સંઘ સેજાબાઈ સાથરે,
ગીરધરલાલ બાઈનો ભ્રાતરે,
વીનવે સર્વ મલી હે નાથ પ૦ ૭
બાલાપુરમાં આનંદ આજ ભારીરે,
ગુરૂને વંદન કરે નરનારીરે,
મનસુખ મનહર્ષ અપારી. પ૦ ૮



## ઉજમણાની ગહુંળી.

( રાગ ઉપરનો )

ઊજમણામાં આજ આનંદ ભારીરે.
નરનારી જુવે ધારી ધારી ઊ૦ ૧
અમીચંદ સુત ઇશ્વરદાસરે,

ધર્મ કાર્ય કરે બહુ ઉલ્લાસરે,
તેથી પાર્શ્વ પ્રભુ પુરે આસ. ઊ૦ ૨
માહા સુદી પુનમ સુભ દીનરે,
ઊજમણામાં ચીત કરી લીનરે,
ધર્મ વચને ઉભા તે આધીન. ઊ૦ ૩
મોટો માંડવો નાખ્યો મનોહારીરે,
માંહે કામ કર્યું મેના કારીરે,
બહુ જોવા જાય નરનારી ઊ૦ ૪
ત્રીગડામાં જીનરાજ બીરાજેરે,
ભવી કર્મ ચુરણને કાજેરે,
ત્રીભુવન પતી નાથ ત્યાં ગાજે. ઊ૦ ૫
નવ છોડ બાંધ્યા મોટે ઠાઠરે,
મધ્યે એક ફરતા બીજા આઠરે
નવ સ્મર્ણાના થાય ત્યાં પાઠ. ઊ૦ ૬
જ્ઞાન ઉપગર્ણ ગોઠવ્યા માંહીરે,
ઉપગર્ણ ચારીત્રના ત્યાંહીરે,
દરશણના પણ લાવ્યા ઉછાહી ઊ૦ ૭
બેંડ વાજાથી ગામ સહુ ગાજેરે,
ધજા પતાકા ફરકે સુકાજેરે,
ઢોનુંઆફ વાજે રૂડં આજે ઊ૦ ૮
પુજા નવ નવ નીત્ય ભણાયરે,
ઇંદ્રઈંદ્રાણી બની ગુણગાયરે,
અભીષેક પ્રભુનાં ત્યાં થાય. ઊ૦ ૯

જળજાત્રાનો વરઘોડો ભારીરે,
બહુ ઠાઠથી કરે તૈયારી રે,
સુરી નરપતી ચંદ્ર ક્રિયાકારી. ઊ૦ ૧૦
કુળવંતી કોયલબાઇ જેહરે
લામણ દીવડો ધરતી તેહરે,
જલ કલશા લાવે જીન ગેહ. ઊ૦ ૧૧
માણેકચંદ મુનીમ હીરજી ભટરે,
પોપટ છગન વીરચંદને કહે ઝટરે,
મોતીબાઈ કરે બહુ ખટપટ. ઊ૦ ૧૨
શાંતીસ્નાત્ર ઓચ્છવને કાજેરે,
જળલાવે વીધીસું આજેરે,
મનસુખ કહે મંગળકાજે. ઊ૦ ૧૩



## વીર પ્રભુના જન્મોચ્છવની

# ગહુંળી.

રાગ ઝુલનો.

માતા ત્રીસલાજી તારો બાલુડોરેલોલ, કાંઈ ઝુલે ઝુલે વીરકુમારજો,
ઇંદ્રાણી મળીને ઝુલાવતિરે લોલ, કરી વીનય વીવેક વીચારજો.
માતા ત્રી૦ ૧
છપન દીગ કુવરી મળીરે લોલ, જન્મ સમયે સહુ ભેળી થાયજો,
સુતીકાઘર સણ ગારતીરે લોલ, ધરી છત્ર ચામર વીંઝે વાયજો.
માતા ત્રી૦ ૨

ચૈસઠ ઇંદ્ર સહુ આવીનેરે લોલ, પંચ રૂપે પ્રભુને લેઈ જાયજો,
નંદીસરે નવરાવીનેરે લોલ, સહુ આનંદ ઉલ શીત થાયજો.
માતા ત્રી૦ ૩

રાય સીદ્ધારથ હોંસથીરે લોલ, કરે જન્મ ઓચ્છના કાજજો,
નૃત્ય ગીત વાજીંત્રથી રે લોલ, તીહાં ગાજી રહ્યું છે સહુ રાજજો.
માતા ત્રી૦ ૪

જ્ઞાતિ જમાડે બહુ ભાવથીરે લોલ, આપે વસ્ત્રાભુષણ ભલી ભાતજો,
બંદીવાનોને છોડવીનેરે લોલ, કરે સર્વે જીવને સુખ સાતજો.
માતા ત્રી૦ ૫

લટકે મટકેથી, પ્રભુ ચાલતારે લોલ, ઠમ ઠમ ઠમકેથી મુકે પાયજો,
એમ કરતાં થયા આઠ વર્ષનારે લોલ, ત્યારે નીશાળે ભણવા
જાયજો. માતા ત્રી૦ ૬

આવી ઇંદ્રે મેતાને સમજાવીયોરે લોલ, પછે આવીને લાગે પાયજો,
જૈન વ્યાકર્ણ ત્યાં પ્રભુયે રચ્યુંરે લોલ, સુણી સંશય સહુ
દુર થાયજો, માતા ત્રી૦ ૭

વીર મોટા થયેથી પરણાવીયારે લોલ, રહયા ત્રીસ વરસ ગૃહવાસજો,
પછે વૈરાગ્ય પામી વાલમોરે લોલ, વરે સંજમ રમણીને ખાસજો.
માતા ત્રી૦ ૮

સાલ ઓગણીસો અડસઠ વર્ષમાંરે લોલ, કરી ઠાણાનગરીમાં વાસજો,
મનસુખ પ્રભુ સ્તવના સ્તવેરે લોલ, સૂરી નરપતિચંદ્રનો દાસજો,
માતા ત્રી૦ ૯

# કલ્પસુત્રની ગહુંળી.

## મલી જીનેશ્વર વંદીએ એ રાગ.

કલ્પસુત્ર સુણો પ્રેમથી, માહા મંગળીક આજ, માહા૦
પર્વ પજુસણે બેનડી, કરો ધર્મનાં કાજ, કરો૦
કલ્પ સૂ૦ ૧

કલ્પ સુત્ર માંહે દાખીયો, દશ ભેદ યતિ ધર્મ, દશ૦
કર્મ કુટીલ દુર કાડવા, ભાંખે ધર્મનો મર્મ, ભાંખે૦
કલ્પ સૂ૦ ૨

અઠ્ઠમ તપથી જે ઉધર્યો, નાગ કે તુ જશ નામ, નાગ૦
રૂડી કથા કહી તેહની, સૂણો મન ધરી હામ, સૂણો૦
કલ્પ સૂ૦ ૩

મંગળીક વાજાં વાજતે, ગાય ગોરી સહુ ગીત, ગાય૦
ગહુંળી કરી ગુરૂ આગળે, ધારે ધર્મની રીત, ધારે૦
કલ્પ સૂ૦ ૪

અઠાઇ ધરથી કરાવજો, દયા દેવીનું રાજ, દયા૦
અમર પળાવી આખા ગામમાં, છોડો પાપના કાજ, છોડો૦
કલ્પ સૂ૦ ૫

પુર્વે ઠાણાપુરે આવીયા, મયણા સુંદરી શ્રીપાળ, મય૦
કલ્પ સુત્ર તીહાં સાંભળી, પેહરે મંગળીકમાળ, પહ૦
કલ્પ સૂ૦ ૬

ઓગણીશો અડશઠ સાલમાં, રહી ઠાણાપુર માંહે, રહી૦
નરપતીચંદ્ર સૂરી પસાયથી, મનસુખ ગુણ ગાય. મન૦
કલ્પ સૂ૦ ૭



## ગુરૂજી વિહાર કરે તેની ગહુંળી.

વૈદરભીવનમાં વલવલે (એ રાગ.)

સહુ સખીઓ મળી આવજો, ગુરૂજીને વંદવા આજ,
વીહાર કરી મુની ચાલીયા, પરોપકારી માહારાજ. સહુ. ૧
ચાર માસ પુરમાં રહી, દીધો ધર્મોપદેશ,
કર્મ અમારા દુરે કરી, કાઢયો સકળ કલેશ. સહુ. ૨
જ્ઞાન દાન દીધુ ઘણું, કીધો બહુ ઉપકાર,
બદલો કેમ વાળી શકે, આ અજ્ઞાની નરનાર. સહુ. ૩
ધન ધન એ ગુરૂરાજને, ધન ધન એહનો ધર્મ,
મોહાદીક રીપુ જીતીને, રાખે નહી કાંઈ મર્મ. સહુ. ૪
ધન ધન દાહાડા તે હતા, વાંદતાં હતા નીત્ય,
કલેસ કંકાસ દુરે કરી, પાળતા ધર્મથી પ્રીત. સહુ. ૫
જયાં જાસે ત્યાં એહને, નીર મોહેથી સુખ,
પણ મોહે મુઝાંણાં આપણે, સહુ ગુરૂ જાતાં દુખ. સહુ. ૬
પાછા વેહલા પધારજો વીનતિ અવીધારી આપ,
સમરથ શ્રાવીકા એમ કહે, આપો મોક્ષની છાપ. સહુ. ૭



# મુની શ્રી શાંતીવીજયજીની ગહુંળી.

મલ્લી જીનેશ્વર વંદીએ (એ રાગ.)

શાંતીવીજય મુની વંદીએ, ન્યાય રત્ન જે કેહેવાય, ન્યાય૦
એવા વીદયા સાગરજીને વંદીએ, કર્મ દુરે પળાય. કર્મ૦ શાંતી. ૧
ન્યાયાંભોનીધી બીરૂદ જેહનું, વીજીયાનંદ માહારાજ, વી૦
શીષ્ય વડાએ તેહના, રૂડાં કરે ધર્મ કાજ. રૂડાં૦ શાંતી. ૨
વાદી ઘણા તેણે જીતીયા, ફરી દેશ વીદેશ, ફરી૦
સંકા હજીજો મન હોય તો, પ્રશ્ન, પુછજો હમેશ. પ્રશ્ન૦
શાંતી. ૩
મીથ્યાત્વી ઘણા શ્રાવક થયા, સુણી ધર્મોપદેશ, સુણી૦
સત્ય ઉપદેશ ગુરૂનો સૂણી, ઘણા બુઝીયા નરેશ. ઘણા૦ શાંતી. ૪
ગુરજર મગધને બંગાળમાં, માળવ પુરવને પંજાબ, માળવ૦
દક્ષીણ મધરાસને મુગલાઈમાં, દીક્ષા દર્શનના લાભ. દીક્ષા૦
શાંતી. ૫
સીંધ દેશ માંહે સોભીતું, નયર કરાંચી કેહવાય, નય૦
લાભ બહુ તીહાં દેખીને, ચાતુર માસુ રહી જાય. ચાતુ૦ શાંતી. ૬
વરાડ બાલાપુર સેહરમાં, શ્રાવક ભાવીકા કેહવાય, શ્રાવ૦
હોસીલાલજી હેતે કરી, શેવે ગુરૂજીના પાય. શેવે૦ શાંતી. ૭
દેશો દેશમાં વીજય વાવટો, એમ ફરકી રહયો જેહ, એમ૦
સમરથ શ્રાવીકા જયારે વાંદસે, મળસે ત્યારે સીવગેહ. મળ૦
શાંતી. ૮



## ગુરૂગુણની ગહુંળી.

### કેશરમાં ગરકાવ ( એ રાગ )

કીધો બહુ ઉપકાર ગુરૂજી તમે કીધો બહુ ઉપકાર
વાણી અમૃતસાર સાર મે જાણી આ સંસાર. ગુરૂજી.
જન્મ જરા દુઃખ સુખમે જાણ્યા; જુઠી આળ પંપાળ,
નર્ક નીગોદના દુખને જોતાં, ઉઠે અગની ઝાળ. ગુરૂજી. ૧
લાખ ચોરાસી ચક્રમાં ભમતાં, દીઠા નહીં કાંઈ સાર,
જ્ઞાની વચનથી હૃદય રંગાણું હવે ખારો લાગે છે સંસાર. ગુરૂજી. ૨
મારૂ તારૂ કરવું ન સારૂં, કરનારો છે ગમાર,
કાળ સીચાણો આવી પુગતાં, કહે તે તર હવે તાર ગુરૂજી. ૩
એ મતેતરવત અમે જગતમાં, સીચાણા સમકાળ,
કોણ જાણે પારાધી કયારે, ઓચીતી નાખસે જાળ. ગુરૂજી. ૪
મેહલ માળીઆં અને હવેલી ધનકણ કંચનશાર,
કુટુંબકબીલો સગાંસહોદર કોઇન આવેલાર ગુરૂજી. ૫
મોહનીદ્રાનો ત્યાગ કરો સહુ, ગુરૂ વચને નરનાર,
કહે સમરથ ઉપકારી ગુરૂને, વંદો વારંમવાર, ગુરૂજી. ૬



## ગહુંળી ગુરૂઆગમનની.

હે ઉપગારી, આપ પધારી, કરો સુધારા સંઘમાં,
શ્રમવીહારનો કરીને આવ્યા,
સાથે બહુ શીષ્યોને લાવ્યા,
શ્રી સંઘના મનમાં બહુ ભાવ્યા, હે ઉપકારી. ૧

પંચ માહાવૃત પાળવામાં પુરા,
કરી નાખ્યા કર્મોના ચકચુરા,
છો સીવરમણી વરવા સુરા. હે ઉપકારી. ૨
ધન્ય મંગળ દીન ઊગ્યો આજે,
ગુરૂ વદન નયન જોવા કાજે,
સહુ સખીઓ મળી નવનવ સાજે. હે ઉપકારી. ૩
વાજીંત્ર નાદે અંબર ગાજે,
સહુ સંઘ મળ્યો ધર્મને કાજે,
સામૈયાના વાજાં વાજે. હે ઉપકારી. ૪
આતમ ધ્યાને આતમરાચે,
ગુરૂ જ્ઞાની મળે સમકીત સાચે,
દરશન કરવા નયનો નાચે. હે ઉપકારી. ૫
આજ દીનકર સોનાનો દીસે,
સહુ સંઘ તણા મનડાં હીસે,
ઊર્મીઓ ઉછળે બહુ હૃદય વીષે. હે ઉપકારી૦ ૬
ઊતમમાં ઉતમ દીન આજે,
ગુરૂરાજ પધાર્યા તે કાજે,
ગીતો ગાતી ગોરીઓ ગાજે. હે ઉપકારી૦ ૭
મુનીરાજ તમે માહા ઉપકારી,
કરશો ઉપકાર ઈહાં ભારી,
એમ જાણી વંદે નરનારી. હે ઉપકારી૦ ૮
ગહુંળી કાઢી ગુરૂવર આગે,
સહુ સંઘ મોક્ષપદને માગે,
બાઈ સમરથ પણ પાયે લાગે. હે ઉપકારી૦ ૯

# મૌન અગ્યારસની ગહુંળી.

( મલી જીનેશ્વર વંદીએ. એ રાગ. )

એકાદશી તીથી મોટકી, ભાખે નેમ જીણંદ, ભાખે૦
મૌન રહી વ્રત જે કરે, કાપે કર્મોના કંદ, કાપે૦ એકા. ૧

જન્મ થયો મલી નાથનો, સુદી એકાદસે જાણ, સુદ૦
માગસર શુકલ એકાદસી, જ્ઞાની વચને પ્રમાણ, જ્ઞાની૦ એકા. ૨

દીક્ષા ગૃહે અરનાથજી, જ્ઞાન નમીજીને થાય. જ્ઞાન૦
વર્તમાન ચોવીસીયે, કલ્યાણકો એ કેહેવાય. કલ્યા૦ એકા૦ ૩

એકસો પચાસ કલ્યાણકો, દશ ક્ષેત્રે એ જાણ, દશ૦
ત્રણેકાળની ચોવીસીમાં, એવી જ્ઞાની નીવાણ. એવી૦ એકા. ૪

પુર્વે સુવ્રત શેઠે કર્યું, વ્રત મનને ઉલ્લાસ. વ્રત૦
લક્ષ્મી લીલા ભોગવી, શીવ વધુ વર્યા ખાસ, શીવ૦ એકા. ૫

વરશ અગીયાર ઉતકૃષ્ટથી, અથવા એકાદશમાસ. અથવા૦
મૌનપણે મનથી રહી, કરે કીયા જો ખાસ. કરે૦ એકા. ૬

ચોવીહારા ઉપવાસથી, કરો પૌષધનું વ્રત. કરે૦
ત્રણ કાળ દેવ વાંદતાં, ફળ પ્રાપ્ત થાશે તર્ત. ફળ. એકા. ૭

પુર્ણ વ્રત થયે ઉજવે, યથાશક્તિ પ્રમાણ. યથા૦
એકાદશ વસ્તુ જ્ઞાનની, મુકે ઉજમણે જાણ. મુકે. એકા૦ ૮

નેમ પ્રભુજી એમ વીનવે, એકાદશીનું વખાણ. એકા૦
રૂખમણી પતી સુણે પ્રેમથી, વાસુદેવજી સુજાણ. વાસુ૦ એકા. ૯

સુણી વ્યાખ્યા શ્રી કૃષ્ણજી, સમકીતે થયા શુદ્ધ. સમ.
એમ તમે આરાધિને, કરો નીરમળી બુદ્ધ. કરો. એકા૦ ૧૦
ઓગણીશે અડશઠ સાલમાં ઠાણાપુર મુઝાર. ઠાણા.
ચોમાસું મનસુખ ત્યાં રહી, કહે એકાદસી સાર. કહે. એકા૦ ૧૧



## સ્ત્રીને શીયળ પાળવાના યત્કિન્ચિત્ બોલ.

૧ પિતા, બાંધવ, પ્રમુખ કોઈ પુરૂષના કોટે વળગી મળવું નહીં.
૨ પરપુરૂષનું ઉવટણાદિથી અંગ મર્દન કરવું નહીં.
૩ કોઇ પરપુરૂષને નવરાવવો નહીં.
૪ પરપુરૂષ સાથે પતાદિકથી ખેલવું નહીં.
૫ પરપુરૂષનો છેડો પકડી વાત કરવી નહીં.
૬ પરપુરૂષ સાથે હસીને હાથ તાલી લેવી નહીં.
૭ પરપુરૂષની વેણી ગુંથવી નહીં.
૮ પરપુરૂષના અંગ ચાંપવા નહીં.
૯ પરપુરૂષના હાથની પાન બીડી લેવી નહીં
૧૦ પરપુરૂષ સાથે એક શય્યાએ બેસવું નહીં, તેમ સુવું પણ નહીં.
૧૧ વાટે, (રસ્તે) શેરીએ, પરપુરૂષના સંઘમાં જવું નહીં.
૧૨ જેઠ, સસરો, સાસુ, વગેરે સાસરામા કોઈ મોટેરાની સાથે ઠઠાબાજી કરવી નહીં.
૧૩ પરપુરૂષ સાથે એકાંતમાં રહેવું નહીં.
૧૪ પરપુરૂષથી દ્રષ્ટિ મીલાવી સરાગથી જોવું નહીં.

૧૫ પરપુરૂષ સાથે સંકેતિક ભાષાથી બોલવું નહીં.
૧૬ જોગી, ભરડા, ભીક્ષાચરની સાથે ભાષણ કરવું નહીં,
૧૭ કોઈ દેખે તેમ વડીનીતિ અને લઘુનીતિ કરવી નહીં.
૧૮ પુરૂષ દેખતાં આળસ મરડવી નહીં.
૧૯ તેમજ શરીરના અવયવ ઉઘાડા રાખી બતાવવા નહીં.
૨૦ અત્યંત મીઠા પદાર્થ ખાવા ઉપર પ્રીતિ રાખવી નહીં.
૨૧ ભોજન અલ્પ કરવું.
૨૨ મોટા સ્વરથી હસવું નહીં.
૨૩ અજાણે ઘેર જવું નહીં.
૨૪ પીયર ઝાઝું રહેવું નહીં.
૨૫ ઘરની વાત કોઈને કહેવી નહીં.
૨૬ સસરાનું દ્રવ્ય કપટથી પીયરીઆને આપવું નહીં.
૨૭ ધીરા તથા મીઠા સ્વરથી બોલવું.
૨૮ પોતાના સ્વામીનું અપમાન થાય ત્યાં જવું નહીં.

